श्रीमन्महाराजा

# सर सयाजीराव गायकवाड

जी. सी. एस. आइ; जी. सी. आइ. इ;

सेना खास खेल; समशेर बहादूर.

एओश्रीना अनेक सद्गुणोवडे आकर्षाई गुजरातना पुरातन पंडित पद्मनाभ रचित आ प्रबन्ध श्रीमन्तना कर कमलमां आज्ञानुसार अर्पुंछुं, हुं

आधीन

डाह्याभाई पीताम्बरदास देरासरी.

प्रभु पदपंकज उरि धरी गुण गूंजउ. उर आश
पद्मनाभ तणउ उच्चरु, अनुपम वाणी विलास. १

नविसंदा नागर मांहां वीसलनगरा वीर,
भइ आदिकवि एहनउ, पद्मनाभ गुणी धीर. २

कवि निज नातिनु. काव्य आ वीररसइ झकझोल,
प्रसादमय, माधुर्यमय, ओजोमय अणतोल. ३

शुभ संदर्भवती गिरा. प्रबल देश अभिमान.
मधुरी नइ मनमोहनी, गुर्जरी घण गुणवान. ४

देश, धर्म नइ नातिनूं मन मांहां माणु जु मान,
चाहु सुण्यु ईतिहास तउ करउ पद्म रस पान. ५

जुनी गुर्जर वाणीनूं अमी निज चित्ति चाही
चाखइ सहू अनेरइ, आनंदी, अवगाही. ६

ल्यिउ रसिक ! रस ल्हाणी आ देरासरीइ ल्हाई !
जय जय गुर्जरी माइ ! जय पद्मनाभ कविराइ ! ७



# પ્રસ્તાવના.

## ( પ્રથમ આવૃત્તિ. )

• આપણી ભાષામાં પુરાણોની કથા અને કલ્પનાઓને ફૂલાવી ફૂલાવીને ઘણાંએ કાવ્ય લખાયાં છે, પરંતુ અત્યાર સુધીમાં કેવળ ઐતિહાસિક વસ્તુવાળું કાવ્ય જાણવામાં આવ્યું નથી. જૂનામાં જૂનું એવું વીરકાવ્ય તે કાહ્નડદેપ્રબન્ધ છે. આ પ્રબન્ધને પ્રજાની જાણમાં લાવવાનું માન પ્રાચીનશોધરસિક પ્રખ્યાત વિદ્વદ્વર સ્વ૦ ડા૦ બ્યૂલરને ઘટે છે. જૂના સંસ્કૃત ગ્રંથોની શોધમાં એઓ રજપૂતસ્થાન તરફ ગયા હતા, ત્યાં થરાદના જૈનભંડાર તપાસતાં તેમની દૃષ્ટિ આ પ્રબન્ધ ઉપર પડી. લુગડાના બાંધણમાં બાંધેલું, અને સુરક્ષિત ડાબડામાં મુકીને તાળાકુંચીવાળા પટારામાં સાચવેલું આ રત્ન કદરદાન ઝવેરીની દૃષ્ટિએ પડતાં જ તેમણે તેનું આબ જોઈ કિંમત કરી. પોતે એની નકલ કરાવીને સ્વ૦ નવલરામ લક્ષ્મીરામ પંડયા, જેઓ શાળાપત્રના તંત્રી હતા અને જેમના ઉપર ગૂજરાતી ભાષાના સારા વિદ્વાન તરીકે પોતાને પક્ષપાત હતો, તેમની તરફ મોકલી દીધી. એક જ પ્રત ઉપરથી સંશોધન કરવું ઘણું વિકટ ધારી તેમણે લખેલી પ્રત ગેરવલ્લે ન જાય માટે કડકે કડકે શાળાપત્રમાં છાપી.•

ઘણા પ્રસંગોને લીધે આ કાવ્ય સંશોધિત કરવાની અમને ઉત્કટ લાલસા ઉત્પન્ન થઇ અને પ્રતો એકઠી કરવાનો આરંભ કર્યો. છએક પ્રત મળશે એમ ધારવું હતું પણ જોધપુર તરફથી આવનારી પ્રતનો પત્તો જ ન લાગ્યો. અમારા જૂના મિત્ર અજમેરની મેયો કોલેજના પ્રિન્સિપાલ મી૦ સી. ડબલ્યૂ. વોડિંગ્ટન. સિ. આઇ. ઇ. મારફત, તેમ જ જોધપુરના રેસીડેન્ટ સાહેબ ઉપર લખ્યું. એઓ-શ્રીએ ઘણી ખોળ કરતાં જોધપુર રીયાસતમાં એની નકલ નથી એમ જણાવ્યું. એક ચારણ પાસે અમારા જોધપુરના વિદ્વાન મિત્ર રા.

રા. મુનશી દેવીપ્રસાદજીએ એ કાવ્ય જોયું હતું. એ પ્રત મેળવવાનો પ્રયત્ન કરતાં કમનશીબે એ ચારણનું મૃત્યુ થયું છે એમ માલૂમ પડ્યું; અને એનો વારસો લેનારને એ પુસ્તકની બિલકુલ માહિતી નથી એવી નિરાશાજનક ખબર મળી.

સંશોધન વખતે અમારી પાસે પાંચ પ્રતો હતી; જેને અમે क, ख, ग, घ, અને च એવી સંજ્ઞાથી ઓળખાવીશું.

क. સ્વ૦ નવલરામે સન ૧૮૭૭-૭૮ ના શાળાપત્રમાં છૂટક છૂટક આ પ્રબન્ધ છાપ્યો હતો. મળેલી સઘળી પ્રતોમાં આ ઘણી જ ભૂલો ભરેલી છે. ઘણા શબ્દોને તોડી નાંખ્યા છે, જોડણી ફેરવી નાંખી છે અને અનુસ્વાર ઉમેરવામાં બિલકુલ કંજૂસાઇ કરી નથી. શબ્દોની વિકૃતિને લીધે અર્થ ઘણો જ અસ્ફુટ થઇ ગયો છે. ચોથા ખંડમાં ૧૭૨ થી ૨૦૪ સુધી પ્રત તૂટક હોઇને ૩૧ તૂકો ખૂટે છે; ચોથા ખંડમાં ઘણી જ ગરબડ થઇ ગઇ છે.

શાળાપત્રને છેડે આપેલો સમાપ્તિ લેખ घ ના સમાપ્તિ લેખ જેવો જ છે તેથી અનુમાન થાય છે કે घ પ્રત જ ડા૦ બ્યૂલરે શાળાપત્રપર મોકલી હશે. સ્વ૦ નવલરામજીને ત્યાં બીજી પ્રતનો પત્તો નથી તેથી પણ એ જ અનુમાન સંભવે છે. માત્ર घ ના કરતાં શાળાપત્રમાં ઘણી ભૂલો પેશી ગયેલી દૃષ્ટિગોચર થાય છે એટલું જ.

ख થરાદના જૈનભંડારમાંથી અમારા મિત્ર ત્યાંના કારભારી રા. રા. પુરૂષોત્તમરાય ભવાનીશંકર વ્યાસની મહેનતથી આ પ્રત અમને મળી હતી. એના અક્ષર જૈનગ્રંથોમાં હોય છે તેવા મરોડના છે. પ્રત સામાન્ય રીતે શુદ્ધ છે. અમે એનાપર વિશેષ વિશ્વાસ રાખ્યો છે. આ પ્રતને અંતે લખ્યું છે કેઃ—

"इति का० प्र० समाप्त संवत १६४८ वर्षे माग्रशिर मासे कृष्ण पक्षे अष्टम्यां तिथौ रविवासरे ॥ श्री सक्तिपुरे श्री भावहडराय गछे श्री श्री श्री ४ कालिकाचार्य संताने ।

वांचनाचार्य श्री श्री भावकलस तत् शष्य वाचनाचार्य श्री श्री श्री जयमेर तत् शष्य मुनि रामांकेन आत्मार्थे लषी कृतं ॥ याद्रश्यं पुस्तके दृष्ट्वा लख्येतं मया यदि शुद्धमशुद्धं वा मम दोशो न दियते ॥ આવું અશુદ્ધ સંસ્કૃત લખાણ છે. આ પ્રત પણ क પ્રત છે ત્યાંથી તૂટક છે.

ग. પૂનાની ડેકન કૉલેજની આ પ્રત બાંધેલા પુસ્તકના આકારની છે. આરંભમાં કર્ણવખાણ (કડી ૪૫) સુરદાસકૃત છે. ત્યારપછી કાહ્નડદેપ્રબન્ધ ઉતાર્યો છે. અને એની પછી છેવટમાં શ્રીધરવ્યાસકૃત રણમલ્લછંદ છે; તે ઇડરના રાણા રણમલ્લ વિશે છે. ઉતાર્યા સાલ સં. ૧૬૬૫ છે. આ પ્રત શાળાપત્ર જોડે કાળજીથી મેળવીને પાઠાન્તર અમારા મિત્ર સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવે જૂદાં તારવ્યાં હતાં. બધી પ્રતોના કરતાં આ પ્રત જૂદી જ માલમ પડે છે. ख ના કરતાં સત્તર વર્ષ મોડી ઉતારાયેલી છે. પાઠાન્તર ઘણાં છે અને જે છે તે જૂની ભાષામાં થતા ફેરફાર બતાવી આપે છે. બીજી પ્રતોમાં आवइ, च्यारइ ને બદલે આમાં आवि, च्यारि એમ છે. તેમ જ ક્ષેપક ભાગ ઘણો છે. બીજી પ્રતો જ્યાં તૂટક છે ત્યાં આ પ્રત પુરી છે, એટલે એટલા ભાગ પુરતી તો આ પ્રતને જ મુખ્ય ગણી છે.

घ. ડેકન કૉલેજની આ પ્રત પ્રોફેસર બી. પે. અ. વાડીઆની મહેનતથી અમને પ્રાપ્ત થઇ હતી. ઘણુ કરીને શાળાપત્રમાં જે પ્રત ઉપરથી છાપ્યું છે તે પ્રત આ જ હશે. પરંતુ આ પ્રત અને શાળાપત્રમાં ઘણો તફાવત અને ભૂલો છે તેથી બરાબર નિર્ણય થતો નથી. એની અંતે 'इति काह्नडदे प्रबंध चतुर्थ खंड समाप्त हिं, सं० १९३० माहा शुद २ वार भोमे ऋषभ प्रासादात गां डीसा नयरे लं । पं० कल्याण विजयजि तत् शिष्य मु. मोतिचंद तथैवं दयाविजयजी चातुर्मासे कृत्वा.' એવું લખાણ છે.

च. કલોલના બ્રહ્મભટ પ્રલ્હાદ મોહનલાલે આણેલી આ પ્રતમાં પૃથિરાજની રૂકિમણીવેલ પૂરી થયા પછી કાહ્નડદેપ્રબન્ધ ઉતારવાનો આરંભ કર્યો છે. પ્રથમની સો દોઢસો તૂક જ લખેલી છે, અક્ષર કાચા અને બહુ જૂના જણાતા નથી. જૂનું ન સમજાયું હોય તેમાં પાઠાન્તર અર્થ સ્ફુટ કરવાને માટે ફેરફાર કર્યો હોય એવું જણાય છે.

વાસ્તવિક જોતાં મળેલી પ્રતો બે તરેહની જણાય છે. क ख અને घ એક જ પ્રત ઉપરથી થયેલી જણાય છે. બધામાં એક જ ભાગ તુટક છે. च પ્રત આખી નથી.

આ કાવ્ય 'કાન્હડદે ચોપાઈ,' 'કાન્હડદે રાસો' અને 'કાન્હડદેપ્રબન્ધ' એવે જૂદે જૂદે નામે ઓળખાય છે. ચોહાણ કુળતિલક કાન્હડદેવના વંશજ અખેરાજની આજ્ઞાનુસાર જાલોરમાં સંવત પંદરસેં બારમાં આ કાવ્ય રચ્યું છે. લહીઆઓની સરત ચૂકથી બનાવ્યા સાલમાં ભૂલ ન થાય માટે કવિ જાલોર પડયાની સાલથી એકસો પીસ્તાળીમા વર્ષમાં રચ્યું છે એવો તાળો પણ મેળવી મૂકે છે. કવિ પોતે પોતાના કાવ્યનું માપ ગ્રન્થને અંતે આપે છે. એ કહે છે કે આ કાન્હડદે ચોપઈના પદબંધ સાતસેં અને એંશી છે.

× × × × ×

× × × ×

× × × × ×

કાન્હડદેને અને અલ્લાઉદ્દીનને આવતાં સ્વપ્નાં, દેવ દેવીઓનાં સાક્ષાત્ દર્શન, ઉલ્કાપાત, ઉંડાં ગયેલાં પાણી મંત્રોપચારથી ઉંચે આવવાં વગેરે વાતો કવિયે પોતાના કાવ્યમાં ચમત્કારરુપે ઉમેરી જણાય છે.

પદ્મનાભ કવિ વીસલનગરા નાગર હોઇને જાલોરના ચોહાણ રાજા અખેરાજના રાજકવિ હતા. વીરમદેવ પછી મેગળદેવ, પછી અંબુરાજ, પછી ખેતસી અને તેના પુત્ર અખેરાજ. એમ અખેરાજ કાન્હડદેથી પાંચમી પેઢીએ થયો હતો. અખેરાજની આજ્ઞાથી કવિયે ચોહાણ કુળની કીર્ત્તિ ગાઇ છે. સંભળાય છે કે પદ્મનાભની બીજી કવિતા છે, પણ તે અમારે હાથ આવી નથી. વળી એક વૈષ્ણવ કવિ પદ્મનાભનું નામ જણાયું છે તે આ જ કે બીજા તે નક્કી નથી. પ્રબન્ધ ઉપરથી જણાય છે કે કવિને રજપૂતસ્થાનના ઇતિહાસનું અને ભૂગોળનું સારૂં જ્ઞાન હતું, બીજા દેશના ઇતિહાસની વાત કરતાં કાંઇક ભૂલ થાય છે.

આ આવૃત્તિ દોષરહિત નથી. મને પોતાને કેટલીક ખામીઓ જણાય છે, તો ખામી જ જોનારના વિશે તો શુ કહેવું ? ગુજરાતી વાંચનારી પ્રજા આ આવૃત્તિને જો ઉત્તેજન આપશે તો બીજી આવૃત્તિમાં કેટલીક સંદિગ્ધ બાબતના ખુલાસા કરવાનુ બનશે. કવિતાના રસિક પુરૂષો જેને પદ્મનાભની બાનીનો સ્વાદ લેવાની ઇચ્છા હોય, તેને સારૂં અમે કાન્હડદેપ્રબન્ધનો આધુનિક ગૂજરાતીમાં અનુવાદ કર્યો છે તે અવકાશે પ્રગટ કરીશું.

છેવટે મારી આ આવૃત્તિથી ગૂજરાતી ભાઇઓને પદ્મનાભ કવિની મનોહર બાનીની લ્હેજત મળવામાં સહજ પણ સુગમતા થઈ હશે, તો હું પોતાને કૃત્ય કૃત્ય માનીશ.

અમદાવાદ,<br>
સંવત ૧૯૧૩ } ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી.



# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પ્રથમ આવૃત્તિ તરત જ ખપી ગયા છતાં આ બીજી આવૃત્તિ આજ તેર વર્ષે બહાર પડે છે. દરમ્યાન વાચકવર્ગનો જુની ગુજરાતી તરફ મોહ વધ્યો છે. ઠેર ઠેર ચરચામાં આ કાવ્યનુ નામ સંભળાય છે; એની કોઇ કોઇ લીટીઓ આગળ કરાય છે. મુંબાઇ અને બનારસની હિંદુ યુનિવર્સિટીએ પુસ્તકને બી. એ અને એમ૦ એ ના અને કલકત્તા યુનિવસિટીએ એમ. એના અભ્યાસક્રમમાં દાખલ કરવાનું માન આપ્યું છે. વર્ત્તમાનપત્રોએ અને જાણીતા સાક્ષરોએ આ ગ્રંથને વધાવી લઇને કદર કરી છે એ અંગે બધાનો હું ઉપકાર માનું છું.

પ્રથમ આવૃત્તિ છપાઈ ગયા પછીથી બીજી એક ત્રૂટકપ્રત હાંસલ થઈ હતી. આ પ્રત શુદ્ધ લખેલી અને જૂની લાગી છે એને અનુસરીને પાઠાન્તરમાં કેટલોક ફેરફાર કર્યો છે. એકાદ બે જગાએ કલ્પિત પાઠ મૂકયો છે ત્યાં જણાવ્યું છે.

અભ્યાસ કરનારને સુગમતા થાય માટે ટીપ્પણીમાં ઘણો ઉમેરો કર્યો છે. એ વાત ખરી છે કે ઘણા મિત્રોએ પ્રથમ આવૃત્તિમાં મેં આપેલા પ્રબન્ધસાર તરફ બહુ રૂચીદ શાવી હતી. પણ કવિની બાની, રસ અને બનતા સુધી શબ્દો પણ જાળવીને કરેલો આ કાવ્યનો "અનુવાદ" મારા તરફથી બહાર પાડયો છે એટલે વાચકને ઓર સુગમતા થઈ પડશે ધારીને પ્રથમ આવૃત્તિમાંનો 'પ્રબન્ધસાર' આ આવૃત્તિમાંથી કમી કર્યો છે. આશા છે કે વાંચનનો શોખ અને જૂની ગુજરાતીનો અભ્યાસ વધવામાં આ આવૃત્તિ સાધનભૂત થઈ પડશે.

શ્રીમન્મહારાજા સર સયાજીરાવે આ અનુપમ ગ્રન્થનું અર્પણ સ્વીકારવાની કૃપા કરી છે, તદગે હું તેઓશ્રીનો તેમ જ સર મનુભાઇનો ઋણી છું. મારા મિત્ર રા. રા. નરસિંહરાવ દ્વિવેટીઆએ આ આવૃત્તિ સારૂ પુરોવચન લખીને બંધુકૃત્ય કર્યું છે તેમનો ઉપકૃત છું. એમના વિવેચનાત્મક અને સવિસ્તર પુરોવચને મને લાંબી પ્રસ્તાવના લખવાના શ્રમમાંથી બચાવી લીધો છે.

ધોબીની પોળ—ખાડીઆ<br>
અમદાવાદ<br>
સપ્ટેમ્બર ૧૯૨૬

ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી.

# મૂતા નૈણસીની ખ્યાત.



રજપૂતસ્થાનની ભાષામાં 'ખ્યાત'–ખ્યાતિનો અર્થ 'ઇતિહાસ' અને 'વાત'–વાર્તાનો અર્થ વૃત્તાંત એવો થાય છે. મારવાડીમાં ' મૂતા નૈણસીરીખ્યાત ' નામનો ગ્રન્થ છે. મૂતા શબ્દને બીજે રૂપે મ્હેતા પણ કહે છે. પરન્તુ આ ગ્રન્થના હિંદી અનુવાદક રા. રામનારાયણ દૂગડ "મુહ્ણોત' શબ્દ શુદ્ધ છે એમ કહે છે. મુહણ (મોહન) ના વંશના એમ એમનું કહેવું છે. મૂતા નૈણસીરીખ્યાત એટલે મૂતા નૈણસીએ લખેલો ઇતિહાસ.

મૂતા નૈણસી સંવત્ ૧૬૬૦ માં જન્મ્યા હતા. જોધપુરના મહારાજ પહેલા જસવન્તસિંહની નોકરીમાં રહીને તેઓ દીવાન થવાને ભાગ્યશાળી થયા હતા. સંવત્ ૧૭૨૩માં મહારાજ જસવન્તસિંહ બાદશાહ ઔરંગજેબ તરફથી ગુજરાતના સૂબા હતા. ગમે તે કારણથી મહારાજની મૂતા નૈણસી ઉપર ઇતરાજી થઇ. નૈણસી અને એમના ભાઇ સુંદરદાસને કેદ કર્યા; આખરે એક લાખ રૂપીયા દંડ ઠેરવી મુક્ત કર્યા. પરન્તુ મૂતા નૈણસીએ એક પાઇ પણ દંડ આપવાનો સ્વીકાર ન કરવાથી, તેમને ફરી કેદ કર્યા. આ સંબંધે હજુ પણ કહેવાય છે કે:—

> लाख लखाराँ नीपजे बड पीपलरो साख ।
> नटियो मुँनो नैणसी तांबो देण तलाक ॥ १ ॥
> लेसो पीपल लाख, लाख लखाराँ लावसो ।
> तांबो देण तलाक, नटिया सुँदर नेणसी ॥ २ ॥

કેદમાં મહારાજના હલકા માણસોનાં અપમાન સહન કરવા કરતાં મરવું બહેતર ધારી પોતાના પેટમાં કટારી મારી તેમણે પોતાના જીવનનો અંત આણ્યો. આ પ્રમાણે આ બુદ્ધિમાન પુરૂષનું

મોત વિ. સં. ૧૭૨૭ માં થયું. મહારાજની આ બાબતને લીધે બહુ બદનામી થઈ.

મૂતા નૈણસીને ઐતિહાસિક બાબતોનો બહુ જ શોખ હતો. જન્મભર જ્યાં મળે ત્યાંથી ઇતિહાસનો સંગ્રહ કરતા. એમના શ્રમનું ફળ તે "મૂતા નૈણસીરી ખ્યાત' છે. મૂળ મારવાડી ગ્રન્થનો નાગરી પ્રચારિણી સભાએ હિંદીમાં અનુવાદ કરાવી હાલ જ છપાવ્યો છે. આ "**मुहणोत नैणसी की ख्यात** અમને **कान्हडदे प्रबंधनी** બીજી આવૃત્તિ છપાઇ ગયા પછી વાંચવા પ્રાપ્ત થઇ. રજપૂતસ્થાનનાં રાજ્યની ઘણી હકીકત તેમાંથી મળી આવે છે. અમારા મિત્રો સ્વ. મુન્સી દેવીપ્રસાદજી અને રા. બા. ગૌરીશંકર ઓઝા આ ગ્રન્થને ઘણો વિશ્વસનીય માને છે. એમાં સોનગિરા ચોહાણ કાન્હડદેવ સંબંધી હકીકત પ્રસ્તુત પ્રબંધને બહુ જ મળતી આવે છે, સબબ વાંચનારને માટે અહીં લખીએ છીએ.

"ચોહાણોની ચોવીસ શાખામાંથી એકને તાબે જાલોર હતું. સુવર્ણગિરિ–સોનગિરિ–ઉપરથી આ શાખાના રજપુતો સોનગિરા કહેવાતા, મૂળ પુરૂષ રાવ લાખણને વીસલ, આસલ, જોજલ અને જેતલ નામના પુત્રો હતા. એમના વંશના આસરાવ નડોલની ગાદી પર બહુ જબર્દસ્ત રાજા થઇ ગયા. આસરાવથી દેવી (શક્તિ) ને પેટે માણકરાવ, મોકલ, આલ્હણ એવા પુત્ર થયા. આલ્હણનો કેલ્હણ, તેનો કીતૂ એ જબરા રજપૂતો થઈ ગયા છે. એ કાળે જાલોરમાં પરમાર કુંતપાળનું રાજ્ય હતું, કીતૂએ કુંતપાળના પ્રધાન દહિયા રજપૂતની સહાયતાથી જાલોર અને સિવાના લઈ લીધાં. કીતૂનો સમરસિંહ અને તેનો અરિસિંહ. આ અરિસિંહ (અરસી) ના દિકરા ઉદય સિંહના વખતમાં સંવત્ ૧૨૯૮ માં સુલ્તાન જલાલુદ્દીન ખિલજીએ જાલોર પર ચઢાઇ કરી હતી, પણ હાર પામીને તેને પાછું જવું પડ્યું હતું. કહેવાય છે કેઃ–**सुदर सुर असुरह दले, जल पीयो चवणेह, उदै नरपत काढियो तस नारो नयणेह** ॥ ઉદયસિંહનો

જસવીર, તેનો કરમસી, અને તેનો **રાવલ ચાચગદે,** જેણે સં. ૧૩૧૨ માં સુધાના પહાડપર શ્રી ચામુણ્ડા માતાનું દેવળ બંધાવ્યું હતું. **ચાચગદેનો** ટિકાત રાવળ **સામન્તસિંહ.** તેને **ચાહડદે** અને **ચંદ્ર** નામના બીજા બે પુત્રો પણ હતા. આ રાવળ સામન્તસિંહનો **काह्नडदे प्रबन्धनो** નાયક રાવળ કાહ્નડદેવ કુંવર હતો. કાહ્નડદેવને ગોકુલનાથ અથવા દશમો શાલિગ્રામ પણ કહેતા. એ સંવત્ ૧૩૬૮ માં જાલોરગઢની તળેટીએ અલોપ થયા. તેમનો મોટો કુંવર વીરમદેવ પોતાના પિતાની પાછળ ત્રણ દિવસ રાજ કરી બાદશાહના સૈન્યની સાથે યુદ્ધ કરી મરણ પામ્યો. પોતાનો વંશ કાયમ રહે ધારી કાહ્નડદેવે પોતાના ભાઈ **માલદેવને** ગઢથી નીચે ઉતરવા આજ્ઞા કરી હતી. તેણે બાદશાહના લશ્કરની બહુ ખરાબી કરી. સિવાણાનો ખાન એની પછવાડી પડયો તેથી માલદેવ સેણી ચારણીની જોડે દીલ્હી ગયો. દેવી એક ગુફામાં પેઠી. માલદેવ એની પાછળ પાછળ ગયો. ત્યાં બહુલી (બહેરી) નામની જોગણી બેઠી હતી. તેણે પોતાની ડોકમાંથી કાઢીને માલદેવને એક જડાવ હાર આપ્યો અને લોહીથી ભરેલું એક પાત્ર એની સન્મુખ મુકયુ. માલદેવે સૂગ આણીને તે પીધું નહિ, પણ મોંઢે અડાડયું. થોડું લોહી એની મુંછોને અડયું. આ લોહી નહિ પણ અમૃત હતું. મુંછને અડવાથી એની મુંછો બહુ જ વધી અને એનું ઉપનામ **માલદેવ** મુંછાળો પડયું. માલદેવ બાદશાહ પાસે ગયો. બાદશાહ ઉપર વિજળી પડી હતી તેને માલદેવે તરવારને ઝટકે કાપી નાંખી. આથી બાદશાહે પ્રસન્ન થઇને એને ચિતોડગઢ આપ્યો. સાતવર્ષ સુધી ચિતોડ એને તાબે રહ્યું અને એ મરણ પામ્યો. એને જેસો, કીર્તિપાળ અને વણવીર એમ ત્રણ પુત્ર હતા. જેસાનો ધરણીધર (રણધીર). ધરણીધરનો કેહ્નણ અને રાજધરનો ડૂંગો, **ભી**ખો, રાઘવ અને જેસો ઇ. ઇ, ઇ."

"અલાઉદ્દીન ખિલજી બાદશાહે ગુજરાતપર ચઢાઇ કરીને ત્યાંની ઘણી પ્રજાને મારી. એ સોરઠમાં દેવપટ્ટન પર ચઢયો અને એણે સોમઇયા ( સોમનાથ ) મહાદેવના જ્યોતિર્લિંગને ઉખાડીને આળા ચામડામાં બાંધી દીલ્લી જવા માંડયું. પરન્તુ લિંગ સ્થાનકમાંથી ખસ્યું નહિ. બાદશાહ બહુ દૃઢ અને ધાર્યું કરે એવો જ હતો. સોમનાથવાળા ગાડાને પાંચસો જોડી બળદ જોડીને ગાડું ચલાવ્યું. લિંગમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. બળદની જોડી જોડે અને મરી જાય. મહાદેવ બહુ પરાક્રમશાળી હતા; પણ દેવો ઉપર જ. એમનું પરાક્રમ દાનવ ઉપર ચાલ્યું નહિ. આ પ્રમાણે ગાડું રોજ એક કોસ ચાલતું હતું. આ લઇને બાદશાહ જાલોરના સકરાણા ગામ આવ્યા. મહાદેવની વિપત્તિની વાત કાન્હડદેવને કર્ણગોચર થઇ."

"કહે છે કે કોઈ તપસ્વી બ્રાહ્મણ ગંગાજીના ઘાટ પરથી ગંગોદકની ગાગર ભરીને તેની કાવડ લઈ દર સાલ સોમનાથ મહાદેવને નવરાવતો. એ બ્રાહ્મણ સાતમીવાર કાવડ લઇને આવતો હતો ત્યારે એક શહેરમાં વટેમાર્ગુ તરીકે એક ઘરના ઓટલાપર રાતવાસો રહ્યો. એ ઘરના માલિકની સ્ત્રી કોઇ પરપુરૂષના પાસે હમેશ જતી. જે દિવસે બ્રાહ્મણ ઓટલે સુતો હતો તે જ દિવસે એ બાઇનો પતિ પણ પરદેશ ગયો હતો તે આવ્યો. ધણીના આવવાથી આ બાઇ પોતાના ઉપપતિ પાસે નિત્યની પેઠે જઇ શકી નહિ. મોડી રાત્રે ગઈ, ત્યારે પેલા ઉપપતિએ પેસવા ન દીધી. પોતાનો પતિ પરગામથી આવ્યા સબબે વાર થઇ વગેરે કહેતાં, પેલો કહે, તને મારા કરતાં તારો પતિ અધિક વ્હાલો છે તો તું ત્યાં જ જા. પેલીએ બહુ આજીજી કરી ત્યારે કહ્યું કે તારા ધણીનું માથું કાપી લાવે તો તને સંઘરૂં. પેલી કમજાત કહે મને કાંઇ શસ્ત્ર આપો. પેલાએ એક મોટો છરો આપ્યો. પોતાના અચેત સુતેલા પતિનું માથું કાપી તે લેઇને ઉપપતિ પાસે પાછી ગઈ. કાપેલું માથુ જોઇને પેલા ઉપપતિએ કહ્યું ધિક્કાર છે રાંડ, હું તો તારૂં મન જોતો હતો. તારા

જેવી હત્યારીનું મારે કામ નથી. આમ કાઢી મુકવાથી પેલી બાઇ પાછી આવી અને એટલે સુતેલા બ્રાહ્મણની સોડમાં છરો મુકયો. લોહીના છાંટા પણ એના લુગડાપર નાંખ્યા. પછી ઘરમાં આવીને ધંધ મચાવ્યો કે દોડો ચોરોએ ઘરમાં આવી મારા ધણીને માર્યો. એની એવી બુમો સાંભળી અડોસી પડોશી દોડી આવ્યા. ચોકીદારો પણ આવી પહોંચ્યા. ચોકીદાર પેલા બ્રાહ્મણની પાસે તપાસવા ગયા પણ એ તો નિશ્ચિંત ઉંઘતો હતો. પણ એની પાસે છરો અને લોહીવાળાં લુગડાં જોઇ એને કોટવાળ પાસે લઇ ગયા. એણે આ વાત રાજાને નિવેદન કરી. રાજાએ બ્રાહ્મણને કશું ન કહ્યું, કશું ન પુછયું અને હુકમ કર્યો કે એના બે હાથ કાપી નાંખો. જ્યારે સ્હેજ આરામ થયો ત્યારે આ બ્રાહ્મણ પોતાની કાવડ ખભે મુકીને પોતાને ઘેર ગયો. પરન્તુ એને સોમનાથ ઉપર બહુ ક્રોધ ચઢયો. મારી આટ આટલી સેવાનું ફળ મને આ મળ્યું, એમ કહેવા લાગ્યો. હું હવે સોમનાથ જાઉં અને કાવડ ચઢાવવાને બહાને શંકરને સજા કરૂં. સોમનાથે પુજારીઓને સ્વપ્નું આપી ખબર કરી કે અમુક બ્રાહ્મણ ક્રોધનો માર્યો આવે છે એને મંદીરમાં પેસવા ન દેવો. પુજારીઓએ પેસવા ન દેવાથી એમની મારફત એણે શંકરની પ્રાર્થના કરી પુછાવ્યું કે મારી સેવાના બદલામાં મારા હાથ કેમ કપાયા ? મહાદેવે કહેવડાવ્યું કે તું પૂર્વજન્મે રજપુત હતો અને જેનું ગળું કપાયું એ પણ રજપુત હતો. તમે બન્ને મિત્ર હતા. એક દિવસ તમે બન્નેએ મળી એક બકરીને મારી નાંખી. તેં બકરીના કાન પકડયા અને એણે છરીથી ગળું કાપ્યું. બકરી મરીને આ સ્ત્રી રૂપે અવતરી. તેં જે કાન પકડયા હતા તેના ફળ તરીકે તારા હાથ કપાયા, અને ગળું કાપનારનું ગળું કપાયું, આમ પોતાના કૃત્યનું ફળ છે, એમાં મારો (શંકરનો) શો દોષ છે ?”

“આટલું થતાંએ મહાદેવ ઉપરથી બ્રાહ્મણનો રોષ કમી થયો નહિ. એ કાશી ગયો અને ગંગાસ્નાન કરી કરવત મુકાવવા તૈયાર

થયો. કરવતીઆને પુછ્યું કે મરતી વખત માગેલું બીજે જન્મ મળે છે? એમણે હા કહી, એટલે એણે માગ્યું કે હું બીજે જન્મ સોમનાથના લિંગને ઉખાડીને આળે ચામડે બાંધનાર જન્મું. આ સાંભળીને પાસે ઉભેલાઓએ એનો તિરસ્કાર કર્યો. કહે કે કાશી જેવા પવિત્ર ધામમાં કરવત લઇને આવું માગે છે! બ્રાહ્મણે સુ-ધારીને ફરી માગ્યું કે મારૂં અડધું ધડ મહાદેવને ઉખાડીને બાંધ-નાર થાઓ અને અડધું એમનાં બંધન છોડાવનાર બનો. અડધા ધડથી એણે અલાઉદ્દીન અને બીજા અડધાથી કાન્હડદેનો અવતાર લીધો."

"બાદશાહ અલાઉદ્દીનનો મુકામ જાલોરના સકરાણા ગામમાં થયો એ કહ્યું છે. સકરાણા જાલોરથી નવ કોસ ઉપર આવેલું છે. કાન્હડદેવે મહાદેવના બંધનની હકીકત સાંભળી કે એણે 'કાંધલ ઉલીચો' અને બીજા ચાર સારા રજપુતોને અલાઉદ્દીનની હજુરમાં મોકલી કહાવ્યું કે 'આટલા હિંદુઓને માર્યા, કેદ કર્યા, મહાદેવને બાંધીને લાવ્યા અને મારા જ ગઢની નીચે, મારા જ ગામમાં આ-વીને મુકામ કર્યો એ આપે સારૂં ન કર્યું. આપે મને રજપુતે ન ગણ્યો?"

"રાવળના રજપુતો શાહી લશ્કરમા પહોંચ્યા. સિહ પાતસા જે બાદશાહનો વજીર હતો, તેના ડેરાની પાસે તેમણે પોતાનો ડેરો કર્યો. આ સિહ પાતસો બાદશાહનો ભાણેજ હતો. એને મળીને તેમણે કાન્હડદેવનો સદેશો સંભળાવ્યો. એ કહે બાદશાહે રાવળનું શું બગાડ્યું છે કે આવો સંદેશો કહેવરાવે છે? આ એમને લાજમ નથી. કાંધલ કહે એતો રાવળ જાણે, પણ તમે નિશ્ચિંત અર્જ કરો. કાંધલ અને બીજા રજપુતોને જોઇને વજીર બહુ ખુશ થયો હતો. એણે હજુરમાં જઇને સંદેશો કહ્યો એટલું જ નહિ, પણ એ પણ કહ્યું, કે રજપુતો જોવા જેવા છે. બાદશાહે કહ્યું કે હજૂરમાં લાવો. સિહ પાતસાએ કહ્યું કે એ લોકો અનાડી અને તાઝીમતવાજી સમ-જતા નથી. કાન્હડદે સિવાય બીજાને માથુંએ નમાવે નહિ એવા

છે. રખેને કાંઇ અપરાધ કરી બેસે માટે જો હજૂર એમની કસુર માફ ફરમાવે તો રજુ કરૂં. એમ કરીને કાંધલ અને બીજા રજપુતોને હજૂરમાં રજૂ કરી દીધા. બાદશાહ કહે કાન્હડદે અમને ડર બતાવે છે. અમારો નિયમ છે કે અમારા રસ્તામાં કોઇ ગઢ આવે તો તેને સર કરીને આગળ જવું. અમે તો જતા હતા, પણ જ્યારે કાન્હડદેએ આવી અરજ કરી છે તો અમે જાલોર જીતીને જ આગળ જઇશું; તે વગર નહિ."

"એટલામાં એક સમળી ઉડતી ઉડતી બાદશાહ બેઠા હતા તેમની ઉપર આવી. બાદશાહે એક તીરથી એને વિંધી નાંખી અને એ મરીને નીચે પડતી હતી, એટલામાં પાસે ઉભેલા તીરંદાજોને હુકમ થયો કે એ નીચે પડે નહિ. એમણે એવી સીફતથી તીર પર તીર માર્યાં કે સમળી નીચે પડી ન જતાં અદ્ધર રહી. આ ઉપરથી કાંધલને ક્રોધ ચઢયો. એણે વિચાર્યું કે પોતાની તીર મારવાની ચતુરાઇ બતાવવા આ કર્યું છે. એ જ વખત એક જબરો પાડો જેનાં શિંગડાં બે તરફથી પછવાડી વાંકાં વળીને છેક પૂછડા સુધી પહોંચ્યાં હતાં અને જેના ઉપર પાણીની પખાલ લાદી હતી, તેના ઉપર પોતાની તરવાર મ્યાનમાંથી કાઢીને એવો જોરથી ઘા કર્યો કે એની તરવાર પાડાનાં બે શિંગડાં અને પખાલ કાપીને, પાડાના બે કડકા કરી જમીનમાં પેસી ગઈ. તીરંદાજોએ આ અવિનય સારૂ પોતાની કમાનો કાંધલ તરફ કરી. એ જોઇ સિહપાતલે વચમાં પડી અરજ કરી કે મેં પ્રથમ જ હજુરને જાહેર કર્યું હતું એટલે બાદશાહે તીરંદાજોને રોકયા."

"કાંધિલ બહાર આવ્યો અને જ્યાં મહાદેવ ગાડા ઉપર રાખ્યા હતા ત્યાં ગયો. દર્શન કર્યાં અને બોલ્યો કે 'પાણી પીધા વગર તો રહી ન શકીએ, પણ જમીશું કયારે કે જ્યારે આપને છોડવીશું' પછી જાલોર તરફ ચાલ્યા ગયા."

"રસ્તામાં એ રજપુતોને બાદશાહી ઉમરાવ મંમૂશાહ (મહમ્મદ) અને મીર ગાભરૂ મળ્યા. એ ઉમરાવનો ×ભાઇ કોઇ હુરમની બાબ-

---

× મીર મંગોલ જેને મરાઠી બેગમ સંબંધે શક આવવાથી નાસવું પડયું હતું. કોઇએ એને સંઘર્યો નહિ, પણ હમ્મીરદેવ ચોહાણે પોતાના દરબારમાં રાખ્યો હતો. આ ઉપરથી બાદશાહે રણથભોર પર ચઢાઇ કરી હતી.

તમાં પકડાયો હતો. એ વાત બહુ લાંબી છે. આ લોકો પાસે પચીસ હજાર સ્વાર હતા. એઓ ઉદાસ થઇને બેઠા હતા. એમણે કાન્હડદેવ અને કાધિલની વાત સાંભળી અને પાછા વળતા જોઈ તેમને મળ્યા, અને કહ્યું કે અમે તમારી તરફદારીમાં આવીશું. વચન અપાયાં, લેવાયાં અને ઠરાવ થયો કે ઉમરાવે રાત્રે છાપો મારવો અને બીજી તરફથી રજપુતોએ આવવું. ત્રીજે દિવસે પોતાની બધી સેના એકઠી કરીને રાવળે બાદશાહી લશ્કરપર છાપો માર્યો. બીજી તરફથી મંમુદશાહ અને મીરગાભરૂ પણ આવી મળ્યા. બાદશાહનાં બહુ માણસો માર્યાં ગયાં. બાદશાહ કોઇ તરેહથી બચી નાશી ગયો. કાન્હડદેવના રજપુતોએ ઘણા નાસતા તુર્કોને માર્યા. પછી સોમનાથ પાસે જઇ તેમણે લિંગને ઉપાડયું અને મકરાણા ગામમાં તેની સ્થાપના કરી અને મોટું દેવાલય બંધાવ્યું. આમ કાન્હડદેવે હિંદુસ્તાનની આબરૂ જાળવી."*

"મમ્મુદશાહ અને મીરગાભરૂ કાન્હડદેવની પાસે જ રહ્યા. એમને મોટી નીમણુંક બાંધી આપી હતી. પણ આ લોકો પાદશાહી દરબારમાં રહેલા તે રોજ ગાયોની હત્યા કરવા લાગ્યા. હિંદુઓને આ વાત બહુ ખરાબ લાગી. કાન્હડદેવ કહે આ લોકોને કોઇ રીતે અહિંથી વિદાય કરવા જોઇએ. કોઇએ કહ્યું એમની પાસે બહુ સુંદર પાતરો છે. આપ એમને મંગાવો એટલે એ લોકો રીસાઇને ચાલ્યા જશે. આ ઉપરથી રાવળે પોતાના બે માણસો મોકલી પાતરોને તેડાવી. એ લોકો કહે મહાદેવનું કામ પુરૂં થયે અમે અમારી મેળે ચાલ્યા જાત; પણ આતો અમને કાઢી મુકવાની તતબીર કરી. એ લોકો ત્યાંથી નિકળી હમ્મીરદેવ ચોહાણ પાસે જઇને રહ્યા. હમ્મીરે એમનું ઘણું સન્માન કર્યું. જ્યારે પાદશાહે રણથંભોરપર ચઢી આવીને

---

* ફારસી તવારીખમાં પણ આ યુદ્ધની હકીકત છે. પણ તેમાં ખૂદ બાદશાહ સામિલ ન હતો. ફિરિસ્તા લખે છે કે સં. ૭૦૪ હિ. સં. ૧૩૦૪ ઇ. સ. ૧૩૬૧ માં બાદશાહ અલ્લાઉદ્દીનના સરદાર અલફખાં અને નુસરતખાં માળવા અને ગુજરાત જીતીને જલોર પહોંચ્યા તો ત્યાના રાજા નૈહરદેવ (કાહડદેવ) એણે મુકાબલો કર્યા વિના એ ગઢ સોપી દીધો !

ઘેરો ઘાલ્યો ત્યારે જબરી લઢાઇ થઇ. વિ. સં, ૧૩૫૨ શ્રાવણ વદી પાંચેમને દિવસ રણથંભોર પડ્યું અને + હમ્મીરદેવ મરાયો."

"બાદશાહ અલાઉદ્દીનની સેવામાં 'પંજૂ' નામનો એક પાયક રહેતો હતો. એ કોઇ કારણસર બાદશાહી નોકરી છોડી કાહ્નડદેવને ત્યાં રહ્યો હતો. એણે રાવળના પુત્ર વીરમદેવને બન્નાટી ખેલતાં શિખવી હતી. કેટલોક કાળ ગયા બાદ બાદશાહે એને પોતાની હજુરમાં પાછો બોલાવી લીધો. એક વખત બાદશાહે પુછ્યું કે તારી સાથે બન્નાટી ખેલે એવો કોઇ છે. એણે કહ્યુ કે જાલોરના રાવલ કાહ્નડનો કુંવર વીરમદેવ છે. મારી પાસે જ શિખેલો છે, ને મારા જેવો જ પ્રવીણ છે. બાદશાહે વીરમદેવને પોતાની પાસે બોલાવવાનો હુકમ કર્યો. ફરમાન લઇ માણસ જાલોર આવ્યું ત્યારે કાહ્નડદેવે પોતાના ભાઇ બેટાને બોલાવીને મસલત કરી કે શું કરવું. બધાનો અભિપ્રાય થયો કે અમે બાદશાહને ખિજવ્યો છે પણ એ આગલી વાત ક્ષમા કરીને તેડાવે છે, તો જવું. વીરમદેવ બાદશાહ હજુર ગયો. એનું સારૂં આતિથ્ય કર્યું. દશબાર દિવસ વિત્યા બાદ એક દિવસ પંજૂની સાથે બન્નાટી ખેલવાનું કહ્યું. વીરમદેવે અરજ કરી કે એ મારૂં કામ નથી પરંતુ જો હજુરની મરજી છે તો ખાનગી બેઠકમાં હું ખેલીશ. બાદશાહે ખાનગી બેઠકની બધી તૈયારીઓ કરાવી. સારા માણસોને નોતર્યાં. એક બાજુએ જનાનખાનાને પણ જોવાની ગોઠવણ કરી; ખેલવામાં બન્ને બરાબર ઉતર્યાં. પંજુના જાલોરથી ગયા બાદ કોઈ કર્ણાટકી આવ્યો હતો તેની પાસે વીરમદેવ નવો દાવ શિખ્યો હતો. છેવટે એણે એ દાવ કર્યો. એ દાવમાં પગના અંગુઠાને અસ્તરો બાંધીને ઉલટી ગુલાંટ ખાવાનું હતું. એમ ગુલાંટ ખાતાં સામા દુશ્મનને ઘા કરવાનો હતો. વીરમદેવે ગુલાંટ ખાધી પણ પંજૂ પોતાનો ગુરૂ હતો તેને વધારે વાગે નહિ એમ અસ્તરો એના ગળાને અડાડયો માત્ર. એની વાહ વાહ થઈ અને બાદશાહ બહુ પ્રસન્ન થયા."

---

+ આ હમ્મીર દેવ તે 'હમ્મીર હઠ' કાવ્યનો નાયક. का० प्र० માં પણ એના પરાક્રમ જેવાં જ પરાક્રમ કરીને મારૂં નામ કરૂં, એમ કાહ્નડદેવ પાસે કવિયે કહેવડાવ્યું છે.

"આ ખેલ જોવા બાદશાહની એક કુંવારી બેટી પણ આવી હતી. એ એટલી તો ખુશ થઇ ગઇ કે વીરમદેવપર આશક્ત થઇ ગઈ. પરણું તો એને જ પરણું એવી હઠ લઇ બેઠી. બાદશાહે, અને બેગમોએ બહુ બહુ સમજાવી પણ હઠ છોડી નહિ; છેવટે ચારેક અપવાસ થયા ત્યારે બાદશાહે સારાં માણસ મોકલી વીરમદેવને કહેવડાવ્યું. એ કહે, એ તે બને? બાદશાહે કોઇ ઢબથી માન્યું નહિ ત્યારે વીરમે પેચ કર્યો કે મને જાલોર જવા દો. હું સારી જાન લઇને આવું. બાદશાહ કહે કોઇને ઓળમાં મુકીને જાઓ. પછી વણવીરના દીકરા રાણને મુકીને વીરમદેવ જાલોર ગયો. કાહ્નડદેવ અને બધા રજપુતોએ ધાર્યું કે વાત બગડી. એમણે યુદ્ધની સામગ્રી ગોઠવી કરી. ગઢ સજ્જ કરાવ્યો. અહીં વીરમદેવ આવ્યો નહિ એટલે બાદશાહે રાણને બોલાવીને પુછ્યું. એ કહે જાનની તૈયારી કરતા હશે. આ વાતને પણ ચાર મહીના વીતી ગયા એટલે બાદશાહે પોતાનાં માણસ જાલોર મોકલ્યાં. એમને સાફ નકારનો જવાબ મળ્યો. એમણે આવી જાહેર કર્યું કે એ લોકો તો લડાઇની તૈયારીઓ કરે છે. બાદશાહે પોતાના કોટવાળ તોગાને હુકમ કર્યો કે રાણને બેડી પહેરાવવી. તોગા બેડીઓ લેવડાવી રાણ પાસે ગયો ને વાત કરી એટલે રાણે પોતાની કટાર પર હાથ નાંખ્યો. તોગાને પુરો કરી પોતે જાલોર તરફ ચાલ્યો. વાતમાં ઝાંતડા ગામ આગળ એનો ઘોડો મરી ગયો પણ પોતે કુશળ જાલોર પહોંચ્યો.

काय आडां पग आण कायकर घात कटारियां ।
राण रावत वट ताण छोगाळा छल छांडिया ॥
तोगो न जाणे तोल मूरख मछरीका तणो ।
कारण किणीक बोल मारे काय आपण मरै ॥
सुध पूंछे सुरताण कोलाहल केहो कटक ।
काय रिमाणो राय मैंगल खंभ मरोडिया ॥

બાદશાહી પાંચ લાખ સ્વારોની ફોજ મુજફ્ફરખાં અને દાઉદખાંની સરદારી નીચે જાલોર મોકલી. એમણે જાલોરને ઘેરો ઘાલ્યો. રોજ હુમલા થવા લાગ્યા. આ લડાઇની ખબર બાદશાહને ઢોલ વગડા-

વીને પહોંચાડાતી. કહે છે કે બાર વરસ સુધી ઘેરો રહ્યો. દરમ્યાન કોઈ બે દહિયા રજપુતને કાહ્નડદેવે કોઈ અપરાધ સારૂ ફાંસીએ લટકાવી દીધા હતા. પવનને લીધે એમનાં મુડદાંનાં મોં કાહ્નડદેવ ઉભા હતા તે તરફ ફર્યાં; એટલે કાહ્નડદેવે ટોળ કરી કે દહિયા સામા થયા! હવે ગઢ પડશે! આ મશ્કરી દહિયાઓના કોઇ સગાએ સાંભળી એટલે એણે વેરમાં ગઢના છૂપા રસ્તા બતાવી દીધા, અને ગઢ પડયો. કાંધલે પોતાનું ખાંડુ ખૂબ વાપર્યું અને બહુ પરાક્રમ કર્યું. કાહ્નડદેવ ઘણા રજપુતો સહિત પડયા. કુંવર વીરમદેવ ત્યાર પછી ત્રણ દિવસ યુદ્ધ કરી કામ આવી ગયા. તુર્કોએ એનું માથું કાપી દીલ્હી રજુ કર્યું. કુંવરીની ઇચ્છા માથા સાથે ફેરા ફરી પછી સતી થવાની હતી. પણ કુંવરીને જોતાં વીરમદેવનું મસ્તક આડું ફર્યું. શાહજાદી મસ્તકની સાથે સતી થઇ ગઈ. સં. ૧૩૬૮ વૈશાખ સુદ પાંચમને બુધવારને દિવસે ગઢ પડયો."

"એ યુદ્ધમાં લઢી મુવેલા રજપુતોનાં નામઃ—કાંધલ દેવડો, કાહ્ન ઓલેચો, લક્ષ્મણ શોભાયત, જૈત વાઘેલો, લૂણકરણ, માન લૂણવાયો, અરજન વીહલ, ચાંદા વીહલ, જૈતમાલ, રાઠોડ સાંતળ, સોમ દેવ વ્યાસ, સલા રાઠોડ, સલ્લા સેપટા, ઝાંઝણ ભંડારી, ગાડણ, સહજપાળ, અડવાળ વીહલ, આલ્હણ દેવડો, આલ્હણ સોહડ, ધારા સોઢા, ભાંણુ ધાંધલ, સિંધલ પત્તો, અને ઝાંઝણ પડિહાર. ઉમાદે, કમળાદે અને જૈતલદે એ ત્રણ રાણીઓએ જમોર કર્યો."

ગહલોત લુંડા, મેરા, અરસી, વિજેસી, આંગા સિલાર, સલ્હણ જેસા, લખમણ, લૂણો દહિયો, ધૂધળીઓ સાહણી, પત્તો દહિયો, બીલણ સોભત, મૂલો સેપટો, લાલા, નરસંઘ સિંધલ, જગસી સિંધલ, કમસી એ બધા બચીને નાઠા વીકો દહિયો તો બડો સ્વામીદ્રોહી નિવડયો. એની ફૂટથી ગઢ પડયો."×

---

+ સુલ્તાન અલાઉદ્દીને એક બે વાર જાલોરપર લશ્કર મોકલ્યાની હકીકત ફારસી તવારીખોમાંથી પણ મળે છે પણ એનાં કારણ આપ્યાં છે તે વિચિત્ર છે. ફિરિસ્તા લખે છે કે "સંવત ૭૦૮ હિ—(સં. ૧૩૦૮ ઇ. સ. ૧૩૬૫) માં જાલોરનો કિલ્લો સર થયો રાજા કાહ્નડદે દિલ્હીમાં

આ પ્રમાણે का० प्र० ની હકીકત મૂતા નૈણસીની ખ્યાતની સાથે મળતી આવે છે. બેશક કેટલોક પાઠફેર છે. પરંતુ જગાનાં નામ, માણસોનાં નામ, બનાવો અને સાલો ઘણાંખરાં મળતાં આવે છે. મૂતા નૈણસી સં. ૧૬૬૦ થી ૧૭૨૭ સુધી હયાત હતા. का० प्र० સં. ૧૫૧૨ માં લખાયો છે. એમણે આ હકીકત એ પુસ્તકપરથી જ લીધી હોય તો જે પાઠફેર જણાય છે તે હોવાનો સંભવ નથી. કોઇ બીજા પુસ્તક ઉપરથી અગર કિંવદન્તી ઉપરથી હોય. આમ બીજી જ જગ્યાએથી આપણને આ કાવ્યનુ વસ્તુ પ્રાપ્ત થાય છે.

---

શ્રીધર બ્યાસકૃત 'રણમલ્લછંદ'માં સોનગિરાઓ અને અલ્લાઉદ્દીન વચ્ચેના યુદ્ધનો ઈસારો છે.

"सोनगीरु काह्नड संभरवइ,
वेडि करि असुरह गज्जणवइ ।
दह दिशि दुज्जण दल दावट्टिय,
सोमनाथ वड हाथिइ झट्टिय ॥

---

तीर्थकलपना કર્તા जिनप्रभुसुरीએ લખ્યુ છે કે "વિ૦ સં૦ ૧૩૬૭માં અલ્લાઉદ્દીનની સેનાએ સાંચોરના મહાવીર સ્વામીના મંદિરનો નાશ કર્યો."

---

ખીજમતમાં આવ્યો. એક દિવસ બાદશાહે કહ્યુ કે આજકાલ હિંદુસ્થાનમાં કોઇ રાજાની તાકત નથી કે મારી સામે મુકાબલો કરે. કાહ્નડદે હાજર હતો. એણે અરજ કરી કે હું તમારી સેના સામે મુકાબલો કરી શકું છું. ન કરૂં તો મને કત્લ કરવો. બાદશાહને એનું કહેવું બહુ નફટાઈ ભર્યું લાગ્યું પણ ચુપ રહીને એને વતન જવાની આજ્ઞા કરી. પછી બે મહિના પછી પોતાની લોંડી-દાસી-ગુલબિહિસ્તનને ફોજ આપી જલોર મોકલી. એણે આવીને કીલ્લાને ઘેરો ઘાલ્યો અને એવી બહાદુરીથી હુમલો કર્યો, કે કાહ્નડ દેવ હુમલો સાંખી શકયો નહિ. કિલ્લો સર થવાની તૈયારી હતી તેવામાં ગુલબિહિસ્તન એકાએક માંદી પડી. એના દિકરા શાહીને લઢાઇ શરૂ કરી પરંતુ તે કાહ્નડદેવને હાથ મરાયો. બાદશાહી ફોજ નાશી છુટી. આ ખબર સાંભળી બાદશાહ બહુ નારાજ થયો. કમાલુદ્દીન નામના સરદારને લશ્કર લઈને ફરી મોકલ્યો. કમાલુદ્દીને કિલ્લો સર કર્યો અને કાહ્નડદેવ પોતાની રાણીઓ અને છોકરાં સમેત માર્યો ગયો." ખરી વાત છુપાવીને મુસલમાન ઇતિહાસ લખનારાએ કેવળ હાસ્યાસ્પદ વાત લખી છે.

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ તુક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૭—૬૦ | झूझार | झूझार. |
| ૮—૬૭ | हीलोल्यूं | हीलोल्यु |

ખંડ ૧ લામાં તૂક ૧૫૭ પછીની બધી તૂકના અંકમાં એક એક ઉમેરી વાંચવું. તેજ પ્રમાણે મથાળે લખેલા અંકોમાં પણ ફેરફાર કરવો.

| પૃષ્ઠ તુક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૧૯—૧૭૫ | कान्इडदे | काह्नडदे |
| ૨૧—૧૮૮ | जोझ | जोझ |
| ૨૧—૧૯૨ | घमधमी | धमधमी |
| ૨૨—૨૦૧ | म्लेच्ले | म्लेच्छे |
| ૩૨—૨૭ | झूझार | झूझार |
| ૩૮—૮૬ | गठ | गढ |
| ૩૯—૯૩ | झीलइ | झीलइ |
| ૪૦—૧૦૦ | चरि | चरइ |

૫૦ — તૂક ૯ મી પછીથી તૂક ૨૦૮ સુધી તૂકના અંકમાંથી એક ઓછો કરો અને તેજ પ્રમાણે મથાળાના અંકમાં પણ ફેરફાર કરો.

| પૃષ્ઠ તુક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૫૧—૧૭ | झंपइं | झंपइ |
| ૭૧—૨૦૭ | काह्न | काह्न |
| ૭૨—૨૧૧ | झपावूं | झंपावूं |

૮૦ — તૂક ૨૭ થી ૩૬ સુધી તૂકના અંકમાં એક એક ઉમેરો; મથાળાના અંકમાં પણ એમ જ ફેરફાર કરો.

| પૃષ્ઠ તુક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૯૭—૧૮૭ | विदसि | विदेसि |
| ૧૦૬—૨૭૩ | झांझण | झांझण |
| ૧૦૬—૨૭૫ | अबहि | अबीह |

| | | |
|---|---|---|
| ૧૦૯-૩૦૩ | अनुमनि | अनुमानि |
| ૧૨૦—૨૦લીંટી | હોયા છતાં | હોવા છતાં. |
| ૧૨૫--૨૮ | માણુરાં. | માણુસેં |
| ૧૩૪—૧૫ | ગરગડયાં | ગરગડ્યાં |
| ૧૬૦—૧૫ | ન્યાનતર | નાન્યતર |
| ૧૭૦—૧૪ | પ્રાક્રમો. | પરાક્રમો |
| ૧૯૨—૨૨ | थाडि | थोडि |
| ૧૯૪—૭ | સશ્કર | લશ્કર |
| ૧૯૬—૩ | શાસ્ત્રવિદ્યા | શસ્ત્રવિદ્યા |
| ૨૧૮—૧૪ | ચિતોડનું | ચિત્તોડનું |
| ૨૩૭—૪ | कान्हस्वामा | कान्हस्वामी |



# पुरोवचन.

## પ્રસ્તાવ.

**संवत पंनर बारोतरु, तिणइ दिनि सोमवार विस्तरू,**
**जालहुर गढ उत्तम ठाउ, राउल काह्न मालदे नाउ,**
**पद्मनाभ मति आणइ नवी तेह तणी कीरति वर्णवी.**

( કાહ્નડદે પ્રબન્ધ, ખંડ ૪, શ્લોક ૩૪૧–૪૨ ).

આજથી ૪૭૦ વર્ષ ઉપર જાલોરમાં વીસલનગરુ નાગર બંભ કવિ પદ્મનાભે તે વખતની ગુર્જર અપભ્રંશ[1] વાણીમાં 'કાહ્નડદે પ્રબન્ધ' રચ્યો. ચાર સૈકા ઉપરાંત એ ગ્રન્થ અન્ધકારમાં રહ્યો. ડૉ. બ્યૂલર અને નવલરામના પ્રતાપથી એ રત્ન દટાઈ ગયેલું જડયું. આજ લગભગ પાંચ સૈકાને અંતરે બીજો વીસલનગરો નાગર–રા. ડાહ્યાભાઈ–એ કાવ્ય સુઘટિત સંસ્કરણ, ટિપ્પણી, ઇત્યાદિ સાથે પ્રગટ કરેછે. આ દૈવનો સુયોગ, વિધાતાનું વિધાન, કાંઇ અર્થગર્ભ હશે, એમ રહસ્યદર્શિની કલ્પનાશક્તિને દર્શન થાય તો નવાઈ નહિં.

---

૧ સ્વ ડૉ. ટેસિટૅારી જે'ને Old Western Rajasthani (જૂની પશ્ચિમ રાજસ્થાની) એમ નામ આપેછે ત્હેને હું ગુર્જર અપભ્રંશ સંજ્ઞા આપુંછું. કારણોનો વિસ્તાર અસ્થાને થાય. સંક્ષેપમાં દર્શાવું:

(क) ઈ. સ. ના ૧૨મા અને ૧૫મા સૈકાના વચગાળામાં હાલના ગુજરાત કાઠિયાવાડ (સુરાષ્ટ્ર) અને રજપુતસ્થાનથી વ્યાપ્ત પ્રદેશમાં એક વ્યાપક ભાષા હતી. હેનું સ્વરૂપ અપભ્રંશ પછીના વિકાસક્રમનું હતું (અપભ્રંશ ભાષા હેમચન્દ્રના સમય પૂર્વે મૃતભાષા થઈ હતી).

(ख) ગુજરાતી અને મારવાડી એમ ભિન્ન ભાષાઓના ફાંટા એ વ્યાપક ભાષામાંથી ૧૫ મા સૈકા પછી થયા. (ડૉ. ટેસિટૅારી ૧૬ મા સૈકાના અંત ભાગમાં આ ફાંટા થયાનું કહેછે).

(ग) માર્કો પોલો (ઈ સ. ૧૨૫૪–૧૩૨૪)પોતાના પ્રવાસ વર્ણનના પુસ્તકમાં 'ગુજરાત' એમ દેશનું નામ કહે છે, તે ઉપરથી એટલું જણાય

આ વિરલ ગુણોવાળું કાવ્ય ક્યહાં અને ક્યહારે લખાયું ?—એ પ્રશ્નો તપાસવા લાયક છે. ક્યહારે લખાયું—તે પ્રશ્ન પ્રથમ લઈયે. આરમ્ભમાં ઊતારેલી પંક્તિયોમાં 'સંવત પંનર બારોતરુ' એમ સં. ૧૫૧૨ ની સાલ કવિયે પોતે જ આપીછે, તો પછી પ્રશ્ન શા માટે પૂછવો ?—આમ સહજ

**કાન્હડદે પ્રબન્ધ ક્યહાં લખાયો ? ક્યહારે લખાયો ?**

શંકા થાય. હેનું સમાધાન એમ છે કે કેટલાક પંડિતો આ વચન છતાં, આ વચન વિશે જ, સંદેહ ઉઠાવેછે, અને કહેછે કે 'કાહ્નડદે પ્રબન્ધ' સં. ૧૪૧૨ માં રચાયો, ને કોઈ કહેછે સં. ૧૫૭૨ માં રચાયો. સં. ૧૪૧૨ ના પક્ષવાળાનું પ્રમાણ જોધપુર તરફના એક ચારણ પાસેના ગ્રન્થમાં સં. ૧૪૧૨ ના માગશર સુદ ૧૫ ને દિવસે આ પ્રબન્ધ રચાયો એમ ઉલ્લેખ છે તે છે. સં. ૧૫૭૨ ના પક્ષવાળા દલીલ પેઢીનામા ઉપર રચેછે: પદ્મનાભે પ્રબન્ધના અન્તભાગમાં વંશાવળી આપીછે તે પ્રમાણે ખેતસીનો પુત્ર અખેરાજ, પદ્મનાભનો આશ્રયદાતા, જણાયછે; પરંતુ મારવાડમાં હાલ મળતી વંશાવળી પ્રમાણે, અને ૨૫૦ વર્ષ પૂર્વે રચાયલી મૂતા નૈનસીની 'ખ્યાત' પ્રમાણે, ખેતસીનો પુત્ર એક જ બતાવ્યોછે અને હેનું નામ 'બનબીર' છે; અને અખેરાજ તો માલવદેથી નવ પેઢીએ રણ-

---

કે ઈ. સ. ના ૧૩ મા સૈકામાં આપણા પ્રાન્તનું નામ 'ગુજરાત' હતું. પરન્તુ 'ગુજરાત' દેશ ઉપરથી 'ગુજરાતી' ભાષા એમ સંજ્ઞા પડવાને સહજ સૈકા દોઢ સૈકાનો અવકાશ રહે, અને વ્યાપક એક ભાષા વિશે ઉપર સૂચવેલી સ્થિતિ માટે પ્રમાણ ભરપૂર છે; ને તે તો ઈ. સ ના ૧૫મા ૧૬મા સૈકા સૂધીની વાત.

(ઘ) નરસિંહ મહેતા ઈ સ ૧૪૧૫ થી ૧૪૮૧ માં થઈ ગયા હ્હેમણે પોતાનાં કાવ્યની ભાષાનું નામ 'ગુજરાતી' કદી કહ્યું નથી; अपभ्रष्ट गिरा કહ્યુંછે. ('સુરતસંગ્રામ' પદ ૭૨, શ્લોક ૨)

(ઙ) પદ્મનાભ 'કાન્હડદે પ્રબંધ' (વિ સં. ૧૫૧૨માં રચેલા). પ્રાકૃત ભાષા નામ આપેછે (प्राकृतबन्ध कवित्त मति करी. ખંડ ૪ શ્લોક છેલ્લો.)

ધીરનો પુત્ર કહ્યોછે, ને તે સંવત્ ૧૬૦૦ માં દિલ્હીના બાદશાહ શેરશાહ સ્હામે યુદ્ધમાં પડયો એમ કહેલું છે. આ કારણથી એ પક્ષવાળા **संवत पंनर बारोतरू** એ પાઠને ફેરવીને (**संवत पंनर) बाहोतरू** વાંચવાનું સૂચવેછે, જેથી આ પેઢીનામા સાથે કાલસંગતિ થાય. આ બંને પક્ષવાળા જ્યોતિષ પંચાંગની કસોટી તે ખરી ગણાશે એમ કહે છે. તો એ જ કસોટી આપણને શું કહેછે? જુવો:–

(क) [૨]સંવત્ ૧૫૧૨ માં માગશર સુદ ૧૫ સોમવારે આવેછે;

---

(च) **ભાલણ ગુજર भाषा** અને અન્ય સ્થળે **अपभ्रंश** એમ સંજ્ઞા આપેછે. (પ્રથમ 'નળાખ્યાન' શ્લોક. ૧ અને ૧૦)

(छ) **માર્કંડેય** (ઈ. સ.ના ૧૫મા સૈકાના મધ્ય ભાગમાં હતો તે) અપભ્રંશના પેટા વિભાગ (પ્રાન્તપરત્વે) અનેક આપેછે, ત્હેમાં **गौर्जरी** એક નામ આપેછે.

આ સર્વ હકીકતોનો સમન્વય કરીશું તો ૧૪મા સૈકા અને ૧૬મા સૈકાનો પ્રથમ પાદ (એ પાદ સુધી **ભાલણ**ની સાહિત્યપ્રવૃત્તિ હતી,– રામલાલ ચૂનીલાલ મોદી કૃત 'ભાલણ'નું પૃષ્ઠ ૧૫૫ જુવો–માટે તે પાદ) વચ્ચેના સમયમાં પ્રવર્તતી ભાષાનું નામ તર્કબળે કલ્પી શકાય એમ છે; ને તે નામ **गुर्जर अपभ्रंश** હું માનુંછુ.

['ગુજરાતી' એમ નામ પ્હેલ વ્હેલું ઈ. સ. ૧૭૩૧માં બર્લિનના લાયબ્રેરિયન લા ક્રોઝે કહેલું જોવામાં આવ્યુંછે. એ ખરું કે આ સંજ્ઞા વિદેશીના વચનમાં છે; પરંતુ દેશના નામ ઉપરથી ભાષાનું નામ તે દેશના લોકો કરતાં વિદેશી લોકો પાડે એ વધારે સંભવિત છે. પ્રેમાનંદનો 'દશમ સ્કંધ' (અધ્યાય ૧૬ કડવું ૫૪) **गुजराती भाषा** એમ નામ આપેછે. (આ પૂર્વે એ નામ જણાયું નથી). 'દશમ સ્કંધ'નું નિશ્ચિત વર્ષ નથી જણાયું; પરંતુ ઈ સ. ૧૭૦૦ પછી એ રચાયાનું કહેવાયછે. આ હકીકત લા-ક્રોઝના આપેલા નામની સ્થિતિ જોડે કાલસંગતિ સ્થાપેછે].

૨. આ ગણતરી તથા માહિતી મ્હારા મિત્ર મિ. મંચેરજી પેસ્તનજી ખરેઘાટે (જ્યોતિષગણિતમાં પ્રવીણ છે ત્હેમણે) મ્હને આપીછે. ત્હેમણે ત્હેમના તા ૧ લી માર્ચ ૧૯૧૬ના પત્રમાં, મ્હારા પ્રશ્નના ઉત્તરમાં, એ લખ્યું હતું.

(ख) સંવત્ ૧૪૧૨ માં એ તિથિ શુક્રવારે આવેછે: અને

(ग) સંવત્ ૧૫૭૨ માં એ તિથિ બુધવારે આવેછે.

ત્રણે પક્ષવાળા માગશર સુદ ૧૫ તો સ્વીકારે છે અને વાર પણ સોમ મૂકેછે. તો સોમવાર જોડે મેળ આવનારી સાલ તો સંવત્ ૧૫૧૨ અસંદિગ્ધ થાયછે. અર્થાત્ 'કાહ્નડદે પ્રબન્ધ' સંવત્ ૧૫૧૨ માં રચાયો એમ સિદ્ધ થાયછે.

આ વાતને પુષ્ટિ પદ્મનાભના બીજા એક વચનમાં મળેછે. સંશયને સ્થાન ના રહે તેથી કવિયે પોતે જ કૂંચી આપીછે, જેથી તાળો મળેછે: 'કાહ્નડદે પ્રબન્ધ'ના ત્રીજા ખંડના શ્લોક ૨૦૯–૨૧૦ આ પ્રમાણે છે:–

संवत तेर अडसठ्ठिइ वात।

षष्ठी दिवस,मास वैशाख, से गुरुवार, ऊजलि पाख ॥

तिणि दिवसि वेढि मांडसि वीरमदेव प्राण छांडसि।

આ વચન બાદશાહની બેટીના મુખમાં ભવિષ્યવાણીરૂપે કવિયે મૂક્યુંછે; પણ એ વસ્તુતઃ વૃત્તાન્ત પછી ગોઠવેલી ભવિષ્યવાણી છે. કાહ્નડદેવ પણ એ પ્રસંગે પડયાનું વર્ણન પછીથી આવે જ છે. [ આ વાર તિથિ વિશે મ્હારા મિત્ર મિ. ચ્યેરજી બરેઘાટ કને ગણતરી કરાવીને ખાતરી કરાવીછે. ]

અને ખંડ ૪ થાના ૩૪૦ મા શ્લોકમાં પ્રબન્ધ રચ્યાની સાલના સંદર્ભમાં કવિ લખેછે:–[3]पंचतालीस सु पूठि वरीस, मास मागसिर पूनिम दीस। संवत पंनर बारोतरू तिणइ दिनि सोमवार विस्तरू ॥; મતલબ કે જાલોરનો વિનાશ કાહ્નડદેવના વિનાશ સાથે જ થયો ત્હેની પછી 'સો પૂઠે પીસતાળીસ' એટલે ૧૪૫ વર્ષે આ પ્રબન્ધ રચ્યો. અર્થાત્ 'ભવિષ્યવાણી'એ કહેલી સાલ ૧૩૬૮ પછી ૧૪૫ વર્ષે, એટલે સંવત્ ૧૫૧૩ માં પ્રબન્ધ રચ્યો, એમ આવે. અને આષાઢાદિ વર્ષને લીધે થતા તફાવત જોતાં સંવત્ ૧૫૧૨ માં રચ્યાનું બંધબેસતું થાયછે.[4]

---

3. આ પાઠ व પ્રતમાંનો છે એમ રા. ડાહ્યાભાઈએ મ્હને જણાવ્યું છે.

૪ પદ્મનાભ (ખંડ-૪, શ્લોક ૨૯૧–૨૯૨માં) વસ્તુસ્થિત વાત કહેછે:

હવે બીજો પ્રશ્ન-પ્રબન્ધ રચ્યાનું સ્થળ. કેટલાક શંકા કાઢી છે કે સંવત્ ૧૫૧૨ માં જાલોર મુસલમાનના

આ પ્રબન્ધ ક્યહાં રચાયો ?

તાબામાં હતું, અને અખેરાજ તે સમયે ત્હાંનો રાજા-હોતો. તેથી આ પ્રબન્ધ જાલોરમાં રચાયો હોય નહિં.

આ શંકાનો ઉત્તર કવિ પોતે જ આપી ચૂકયો છે:

**जालहुर गढ उत्तम ठाउ, राउल काह्न मालदे नाउ ।**
**पद्मनाभ मति आणइ नवी तेह तणी कीरति वर्णवी ॥**

---

**संवत तेर भणीजइ जिसइ अडसठु संवत्सर तिसइ,**
**ते वैशाख मास पंचमी शुक्लपक्षि सवि अरिअण दमी,**
**तिणि दिवस हूउ बुधवार,**

કાન્હડદેવ સ્વધામ પહોન્ચ્યો. વીરમદેવના મરણનો દિવસ તે પછી બીજે જ દિવસે, છઠને ગુરુવારે, પેલી ભવિષ્યવાણીમાં (ખંડ-૩ જાના શ્લો. ૨૦૯-૨૧૦માં) મૂકયોછે. છતાં ખંડ ૪, શ્લોક ૨૯૫માં કહેછે:

**वीरमदेवि संघासण काज ऊठ दिहाडा कीधूं राज**

અર્થાત્ કાન્હડદેવ પડયા પછી સાઢાત્રણ દહાડા રાજ્ય વીરમદેવે ચલાવ્યું (અને પછી પડયો) આમ અઢી દિવસ વધારે માંડયાનો ખુલાસો ગ્રન્થમાંથી જ જડે છે. ખંડ ૪ થો શ્લો. ૨૩૫થી જણાયછે કે છેવટના યુદ્ધમાં જવાની પૂર્વે કાન્હડદેવે વીરમદેવને રાજ્યાભિષેક કર્યો હતો; એટલે ત્યારથી દિવસ ગણવા.

બાકી આ સંવત્ ૧૩૬૮ની સાલને તો પુષ્ટિ અન્ય સ્થળથી મળેછે:

(क) 'તારીખ-ઈ-અલાઇ'માં એલિયટ સીવાના (=સમિયાણા) ના ગઢ ઉપર અલ્લાઉ-દ્દ-દીનની ચઢાઇની સાલ (ઈ. સ.) ૧૩૦૮ (=સં-૧૩૬૪-૬૫) આપેછે. કાન્હડદેવનો સત્રીજો સાંતલસિંહ આ અરસામાં સમિયાણામાં રાજ્ય કરતો હતો. અલ્લાઉ-દ્દ-દીને સમિયાણા લીધા પછી ત્રણ ચાર વર્ષને અંતરે જાલોર પડયું તે બંધ બેસેછે.

અર્થ:-પદ્મનાભે નવી મતિ આણીને કાહ્ન (=કાહ્નડદેવ) અને માલદે નામે રાઉલ (રાજા) ત્હેમની કીર્તિ જાલોર ઉત્તમ ગઢના ઠામમાં વર્ણવી.

પરંતુ પેલા પૂર્વપક્ષવાદી કહેશે કે આ પંક્તિયોનો તો આમ અર્થ થાય:

જાલોરગઢ ઉત્તમ ઠામમાં કાહ્ન માલદે નામે રાઉલ (રાજ્ય કરતા હતા) ત્હેમની કીર્તિ પદ્મનાભે નવી મતિ આણીને વર્ણવી.

આ અર્થ અસંભવિત લાગેછે. કારણો:-

(૧) કાહ્નડદે માલદે ક્યહાં રાજ્ય કરતા હતા તે માહિતી પુનરુક્ત થાયછે; એ તો કાવ્યના આરમ્ભથીં જ જણાવાયુંછે;

(૨) કાવ્યરચ્યા સંબન્ધે માહિતી આપવામાં રૂઢ રીતિ એ જ છે કે કાળ, સ્થળ, અને કર્ત્તા એ વિશે કહેવું; તે રીતે કર્તાનું નામ તથા રચ્યાની સાલ, માસ, તિથિ, વાર એ કહેવાયુંછે, તે સાથે રચ્યાનુ સ્થળ અપેક્ષિત રહેછે; માટે:'જાલોરગઢ ઠામમાં'-એ વચનનો સંબન્ધ **વર્ણવી** શબ્દ જોડે જ લેવો સુઘટિત છે. અને

(૩) ઠામમાં એ શબ્દનો સંબન્ધ 'કાહ્નડદે માલદે' જોડે લેવા માટે 'રાજ્ય કરતા હતા' કે હેવી મતલબના શબ્દો બ્હારથી લાવવા પડેછે, તે કેવળ ક્લિષ્ટ રીતિ છે.

---

(ख) અણહિલવાડ પાટણ ઈ. સ. ૧૩૦૪માં પડયું; તે પછી સોરઠી સોમનાથ ઉપર ચઢાઈ થઈ, અને ત્યહાંથી પાછા વળતે જાલોર ઉપર ચઢાઈને પ્રસંગે ભિન્નમાળ લૂંટયું (ખંડ ૩ જો શ્લો. ૨૧--૩૧); અને સમિયાણા લેતે સાત વરસ લાગ્યાં હતાં (ખંડ-૨, શ્લો. ૧૧૫-૧૫૪ તથા ખંડ-૩, શ્લો. ૯). પાટણ ૧૩૦૪માં,--પછી સોમનાથ, ભિન્નમાળ, સમિયાણા,-અને પછી જાલોર ૧૩૧૧માં-એમ સાત વર્ષનો ગાળો અસંભવિત નથી. એકલા સમિયાણા માટે સાત વર્ષ તે વખતે અત્યુક્તિ હોય. એક યાદ રાખવાનું છે કે 'કાન્હડદે પ્રબન્ધ' પ્રમાણે કાન્હડદે જોડેના પ્રથમ યુદ્ધમાં અલુખાન હાર્યો તે પછી દિલ્હીથી બીજી ચઢાઈ જાલોર ઉપર થતે પ્રથમ સમિયાણા, ત્યહાંથી ભિન્નમાળ, ત્યહાંથી જાલોર લીધું,-એમ ક્રમ છે.

આટલાં પ્રમાણો પછી સં. ૧૫૧૨ માં જાલોર મુસલમાનોના તાબામાં હતું, અખેરાજનું ત્હાં રાજ્ય નહોતું, એ પ્રશ્ન ગૌણ બને છે. અખેરાજ જાલોરમાં રાજા તરીકે રહેતો હતો કે પરાજય પામેલો હોઇ જમીનદાર જેવો થઈ રહેતો હતો એ મહત્ત્વનો પ્રશ્ન નથી. પદ્મનાભે પોતાના આશ્રયદાતાને સ્તુતિવચનોથી વર્ણવતાં પણ ત્હાંનો રાજા એમ સ્પષ્ટ વચન કહ્યું પણ નથી. [ અને સંવત્ ૧૫૧૨ માં જાલોર મુસલમાનોના તાબામાં હતું એ વાત ખરી રીતે સાબીત થઈ નથી એમ પંડિત ગૌરીશંકર ઓઝાનું દૃઢ માનવું છે. ]

**કાન્હડદે પ્રબન્ધની ભાષા.**

આ ગ્રન્થની ભાષા વિશે કેટલાક લોકોને શંકા થઈ હતી કે આ તો ચારણી ભાષા, અથવા જૈન ગુજરાતી. આ શંકા કેવળ અસ્થાને છે. ઉપર મ્હેં ગુર્જર અપભ્રંશ સંજ્ઞા આપ્યાની વાત કરી, તે સમયનાં અનેક પુસ્તકો જોયા પછી જણાશે કે આ ભાષા તે સમયમાં વ્યાપક રૂપે રહેલી ગુર્જર અપભ્રંશ ભાષા જ હતી. જૈન ગુજરાતી અને બ્રાહ્મણી ગુજરાતી ભાષા એ ભેદ કેટલો નિરાધાર છે તે સ્વ૦ મણિલાલ બકોરભાઈ વ્યાસે ‘વિમલ-પ્રબન્ધ’ના ઉપોદ્ઘાતમાં સમર્થ દલીલો અને દાખલાથી બતાવ્યું છે.

○ ○ ○

**‘કાન્હડદે પ્રબન્ધ’-માંથી જડતા ઇશારાઃ સામાજિક, ધાર્મિક, ઇત્યાદિ સ્થિતિ વિશે.**

આરમ્ભમાં કહેવું જોઇયે કે પદ્મનાભના પ્રબન્ધમાં જે ઇશારા જડે તે હેનાથી ૧૪૫ વર્ષ પૂર્વેની દેશના સમાજની, ધર્મની, ઇત્યાદિની સ્થિતિનું પૂરેપૂરું પ્રતિબિમ્બ આપેછે કે કવિના પોતાના સમય-ની છાયા પણ હેમાં કાંઈક પડેછે એ બાબત સાવધ રહેવાની જરૂર છે. છતાં દોઢસો વર્ષનું અંતર, તે વખતની સંસ્થિતિ જોતાં બહુ ફેરફાર કરનારું ના હોય એ સંભવેછે; ખાસ એટલા માટે કે આપણે જે પ્રદેશમાં ઇશારા જોઈશું તે બહુધા લાંબો કાળ ટકી રહેનારા રીતરિવાજ સંબન્ધે જોવાના છે.

એ સમયની સામાજિક સ્થિતિ જોઇયેઃ પદ્મનાભ આ દિશામાં બહુ અથવા સીધો પ્રકાશ પાડતો નથી. છતાં કેટલાંક કિરણો પડેછે તે તરફ ધ્યાન રાખીશું. કરણે કેશવની સ્ત્રીનું હરણ કર્યું એ વૃત્તાન્ત અપવાદરૂપ અનાચારનો પ્રકાર દર્શાવેછે; છતાં રજપુત બ્રાહ્મણની સ્ત્રીને હરી જાય, અલબત રાજમદ અને રાજસત્તાના બળથી હરી જાય, તે એ સમયની સમાજની કાંઇંક શિથિલ દશા બતાવેછે એમ તર્ક થાય ખરો. ગૃહસ્થના ધર્મમાં અતિથિસત્કાર એ પરંપરાગત સંપ્રદાય આ કાવ્યકારના સમયમાં સદાદર્શરૂપ ગણાતો હતો એમ જણાયછે. (ખડ-૧, શ્લોક ૧૬૨ જુવો): " કઈ ધરિ આવ્યા અતિથિ ન પૂજ્યા, તરસ્યાં નીર ન પાયાં." કોઇ પણ તરસ્યો વટેમાર્ગુ આવીને પાણી માગે ત્હેને પાણી પાવું એ ન્હાનો છતાં મ્હોટો કર્તવ્ય-ધર્મ પણ અહિં ગણાવ્યોછે. પરસ્ત્રીગમન એ દૂષણ મનાતું હતું. (ખં. ૧ શ્લો. ૧૬૩). એ જ શ્લોક જોતાં, રાત્રે અંધારામાં ભોજન કરવું તે નિષિદ્ધ મનાતું હતું.—આ જૈન આચારની છાયા ગણવી ? કન્યાવિક્રય નિત્ય પાપરૂપ મનાતો હતો. (ખંડ ૧ શ્લો. ૧૬૫). મદ્યપાન નિષિદ્ધ હતું. (ખંડ ૧ શ્લો. ૧૬૮). ભૂતદયા આદર્શરૂપ મનાતી. (ખં. ૧ શ્લો. ૧૭૦).

આપણા હિન્દુ સંસારમાં સામાજિક અને ધાર્મિક કર્તવ્યો પરસ્પર હેવાં ગૂંથાયલાં છે કે ઉપરનાં દષ્ટાન્તોમાં ધાર્મિક કર્તવ્યો પણ પ્રવેશ પામી ગયાંછે. સમાજધર્મથી વિશ્લિષ્ટ કેવળ ધાર્મિક વિષય લઈશું તો જણાશે કેઃ તે વખતના રજપૂત રાજવર્ગમાં શિવ અને શક્તિ તેમ જ વિષ્ણુ એ બંને પક્ષ પૂજ્ય ગણાતા હતા. અલૂખાનને કાન્હડદેવનો પ્રધાન ગૌરવભર્યો ઉત્તર દેછે કેઃ—નારાયણ શિવાય કોઇની આગળ કાન્હડદે શીશ નમાવતો નથી (ખંડ ૧ શ્લોક ૧૪૨); વળી (ખંડ ૩, શ્લોક ૧૬૩–૧૬૫) પાદશાહને—મુસલમાનને પણ,—કુંવેરીના વચનના સત્યપણાનું સબળ પ્રમાણ જણાય તે માટે-સ્વપ્ન-માં દેવકીનન્દનનું દર્શન થાયછે, શંખ ચક્રધારી, પીતામ્બર પ્હેરેલા,

મોર પિચ્છનો મુગટ માથે છે એવા, શ્યામશરીરનું અદ્ભુત દર્શન થાયછે; (ખંડ ૨, શ્લોક ૧૬૩–૧૬૪ માં) સમિયાણાનો ગઢ પડયો તે પૂર્વે સાંતલસિંહ સાથે શૂરા રજપૂતો કેસરિયાં કરવાને ઊતર્યા તે વખતે તેઓએ શાલિગ્રામ પૂજ્યા, હૃદયમાં રામનું નામ ધર્યું, અને સ્નાન કરીને તુલસીની માળા પ્હેરી;–આ સર્વ વિષ્ણુને પૂજ્ય ગણ્યાનાં પ્રમાણ નજરે પડેછે;–શિવ માટે તો સોમનાથ મહાદેવનો પ્રસંગ મૂળ કારણરૂપ બતાવાયો જ છે, અને વારે વારે હેનો ઉલ્લેખ છે; તે ઉપરાંત, (ખંડ ૧, શ્લો. ૧૧૭–૧૨૪ માં) કાન્હડદેવને સ્વપ્નામાં ગંગા અને ગૌરી પ્રગટ થાયછે અને 'હમારા સ્વામી' (સોમનાથ)ને મ્લેચ્છના બન્ધનમાંથી છોડવ્ય એમ કરુણ વચનોવડે અને ઉત્સાહક વાણીમાં પ્રેરેછે; (ખંડ ૨, શ્લો. ૧૩૨–૧૩૪ માં) સાંતલસિંહને આશાપુરી માતાના પ્રભાવથી–સૂતેલો સુલતાન રુદ્રનું રૂપ ધરેલો જણાયછે: ત્રણ લોચન, પાંચ મુખ, કપિલ જટા, કંઠે મુંડમાળા, હાથમાં તુંબી; જટામાં ગંગા, અંગે ભસ્મોધ્ધૂલન, શરીરે વ્યાઘ્રચર્મ ઓઢેલું, હાથમાં ત્રિશૂળ,—હેવા સ્વરૂપનું દર્શન થાયછે. શિવની સાથે અવિયુક્ત રહેલી શક્તિ માટે, ઉપર હમણાં જ રુદ્રસ્વરૂપ બતાવનારી આશાપુરી અમ્બાને આપણે જોઈ; તે ઉપરાંત, (ખં. ૧ શ્લો. ૧૮૮–૧૯૦ માં) રજપૂતો આશાપુરીને વંદન કરીને પુષ્પચંદન વડે પૂજા કરેછે; અને પગે લાગીને 'કાન્હડદેવને જીતાડજે' એમ પ્રાર્થેછે; (ખંડ ૩, શ્લો. ૧૬૬ માં) કાન્હડદેવે ભક્તિ આદર્યાથી તત્ક્ષણ આશાપુરી તુષ્ટ થાયછે, અને મુસલમાનોના લશ્કરમાં વૃષ્ટિ અને ઉલ્કાપાત થાયછે, એમ વર્ણન છે. ખંડ ૩, શ્લોક ૧૭૩–૧૭૫ કેમાં આશાપુરી દેવી કાન્હડદેવે કરેલી પ્રાર્થનાનો ઉત્તર પ્રત્યક્ષ દેછે; આમ વિષ્ણુ, શિવ અને શક્તિની પૂજ્યતા જોઇયે છિયે. આ શિવાય (ખંડ ૪, શ્લો. ૧૯૭–૧૯૯ માં) બ્રાહ્મણને વેશે જાલોરગઢ, તે પછી આશાપુરી, ગણેશ, અને કૃષ્ણ સ્વપ્નમાં દર્શન દે છે.—આમ મુખ્યભાગે શિવ અને વિષ્ણુ બંને પૂજ્ય ગણાતા જણાયછે. આ

કાવ્યના વૃત્તાન્તની પૂર્વે પણ **परम माहेश्वर–परम भागवत** એમ રાજાઓનાં વિશેષણો પુષ્કળ સ્થળે જોઇયે છિયે, તે એમ સૂચવે છે કે એ સમયમાં આ બે માર્ગ વચ્ચે પ્રબળ વિરોધ નહોતો, અને રાજાઓ પણ ઉભય માર્ગના આશ્રયદાતા હતા. સ્માર્ત ધર્મનો પણ પ્રચાર લોકોમાં હતો ત્હેનો એક અલ્પ ઇશારો ખંડ ૩, શ્લોક ૨૧–૨૩ માં ભિન્નમાળના વર્ણનમાં વેદાભ્યાસી ૪૫ હજાર **શ્રી**માળી બ્રાહ્મણોને ઘેર ઘેર અગ્નિહોત્ર, સ્મૃતિજ્ઞાન, નિત્ય યાગ, ઇત્યાદિ ચિત્ર આપ્યુંછે ત્હેમાં, જડેછે.

આ પ્રબન્ધના વૃત્તાન્તના સમયમાં સમાજસ્થિતિનું એક વિલક્ષણ સ્વરૂપ ધ્યાન ખેંચેછે. મુસલમાન અને રજપૂત રાજવંશોની વચ્ચે લગ્નસંબન્ધમાં જોડાવાનો પ્રચાર **અકબર**ના સમય પૂર્વે પ્રસિદ્ધ નથી. કરણ વાઘેલાની રાણીને હેનું હરણ કરી લઇને **અલ્લાહઉદ્દીન ખિલજી**એ પોતાના ઝનાનામાં રાખી, એ લગ્નસંબન્ધનો પ્રકાર ન્હોતો. **અકબર**ના સમયમાં પણ રજપૂત સ્ત્રી અને મુસલમાન પતિ એમ જ યોજના હતી. પરંતુ આપણા પ્રબન્ધમાં કવિયે સુલતાનની શાહજાદી **વીરમદેવ**ને પરણવાને તૈયાર થયેલી વર્ણવીછે, અને પૂર્વના અનેક જન્મોનો પતિપત્નીસંબન્ધ એ બેનો હતો હેવી કલ્પનાથી હેનું સમાધાન કરવાનો પ્રયત્ન કર્યોછે. **શાહજાદી**ની માગણી **વીરમદેવ** સ્વીકારતો નથી, અને અંતે **વીરમદેવ** યુદ્ધમાં પડેછે એટલે શાહજાદી **વીરમદેવ**ના દિલ્હીમાં આણેલા મસ્તકનો અગ્નિસંસ્કાર કરાવીને પોતે યમુના નદીમાં પડતું મૂકી પ્રાણ તજેછે. આ કથાભાગ કવિયે કલ્પિત ઉમેરેલો જણાયછે, અને તે મ્લેચ્છનો અપકર્ષ તથા રજપૂત રાજવંશનો ઉત્કર્ષ દર્શાવવાના હેતુથી કવિ પ્રવૃત્ત થયો લાગેછે. આ ઉપરાંત શાહજાદી, કાન્હડદેવના દરબારમાં અંતરપટ પછાડી રહીને પણ, સંવાદ કરેછે, જાલોરનગર બધું ફરીને જુવેછે, ઇત્યાદિ કથા પણ કલ્પિત છતાં મુસલમાન સ્ત્રીમાં પણ કાંઇક છૂટનું વર્તન દર્શાવીને સમાજસંપ્રદાયનો લોપ જ બતાવ્યોછે.

પ્રબન્ધમાં તે સમયના વણજવ્હેપાર, લોકાચાર, નગરરચના લશ્કરનાં હથિયાર વગેરે સામગ્રી ઇત્યાદિના ઇશારા અનેક સ્પષ્ટ રૂપે દેખિયે છિયે. ખંડ ચોથાના શ્લોક ૧૨ થી ૨૦ સુધીમાં, વાણિયા વ્હેપારી (ખરીદ કરનારા અને વેચનારા), દેશાવરમાં વ્હેપાર કરનારા, જળવાટે અને સ્થળવાટે વિદેશી માલ લાવનારા: વીસા, દસા, શ્રાવક, મેશ્રી (મહેશ્વરી); ફડિયા, દોશી વાણિયા, ઝવેરી, નેસ્તી, પટુવા, સાળવી, કંસારા, નાણાવટી, લોટિયા (લોટા વેચનારા), ઘાંચી, મોચી, સઈ (દરજી), સૂતાર, ગાંછા, છીપા; આમ અનેક ધંધારોજગાર કરનારા ગણાવ્યાછે,

**જનમંડળની સ્થિતિ, લશ્કર વગેરેની સ્થિતિ.**

નગરજનના આનન્દોત્સવમાં મુખ્ય અંશ નૃત્ય સંગીત અને નાટક પ્રેંખણનો હતો:

નગરમાંહિ માંડયા પેખણા.
(ખંડ ૧ શ્લો. ૨૩૯)

ગઢ ઊપરિ નિતુ હુઇ પેખણા, સુણીઇ વેણિ, મૃદંગ,
નિતુ ઉચ્છવ, નિતુ પાત્ર જ નાચઇ, નિતુ નવનવા રંગ.
(ખંડ ૨ શ્લોક ૧૧૬)

પચશબ્દ હુઇ પેખણાં એ, નાચઇ નાટકપાત્ર,
ગીત સંગીત સલૂણડાં એ, સુણીઇ સુસ્વર સાત.
(ખડ ૩, શ્લોક ૧૫૬)

ચુહટાં, ચુક, ચૂતરા ઘણાં, ઠામિ ઠામિ માંડઇ પેખણાં.
(ખંડ ૩ જો. શ્લોક ૧૫૬)

વલતઇ વારિ હુઈ નિતુ જાત્ર નાટક, નટ, નચાવઇ પાત્ર.
(ખંડ ૪ થો. શ્લોક ૨૨)

આ સર્વ ઉદાહરણોમાં જનસંસ્થા તરીકે ચાર બાબતો ધ્યાન ખેંચેછે: પેખણાં, પાત્ર, જાત્ર, અને પંચશબ્દ. પેખણાં તે સંસ્કૃત

કાવ્યશાસ્ત્રમાં **प्रेंखण** કહેવાયછે તે ઉપરથી આવેલો શબ્દ છે. સૂત્રધાર વિનાનું, નાયક વિનાનું, એક-અંકી નાટક તે પ્રેંખણ. (સાહિત્ય-દર્પણ, ૫૪૭). એ પ્રકારના તમાશા હાલ લુપ્ત થયાછે. 'નાટક પાત્ર' શબ્દ ટૂંકાવીને 'પાત્ર' શબ્દ ચાલ્યો; અને નાટક અને નૃત્યનો નિકટ સંબન્ધ પૂર્વ સમયમાં હોવાથી, નર્તકી તે પાત્ર, 'પાતર' એમ હવે થઈ ગયુંછે. 'જાત્ર' તે બંગાળામાં 'જાત્રા' નામના નાટક જેવા તમાશા થાયછે, ત્હેને મળતી સંસ્થા હશે. 'પંચશબ્દ'નો અર્થ પરિશિષ્ટ બમાં રા. ડાહ્યાભાઈયે આપેલા ગદ્યના છેવટ ભાગમાં આપેલા **तत्त, वितत, आनद्ध, घन** અને **सुषिर** એ પાંચ પ્રકાર-નાં વાજિત્ર એમ સંભવે ખરો;–જો કે **तत्त** (વીણાદિ), **आनद्ध** (મૃદંગાદિ), **सुषिर** (વાંસળી વગેરે) અને **घन** ( કાંસીજોડા, તાલ, વગેરે ) એમ ચાર જ વર્ગ અમરકોશ બતાવેછે. પાંચમો શબ્દ માનવ કંઠનો ગણત્રીમાં મૂકાય,–જો કે 'વાજિત્ર'માં એ ના આવે. તામિલ નિઘણ્ટુ ગ્રન્થોમાં **पंचमहाशब्द**માં (૧) **तोल** (ચર્મનું વાદ્ય), (૨) **तूळाईं** ( છિદ્રવાળું વાદ્ય), (૩) **नरम्बु** (તાર અથવા તાંતવાળું વાદ્ય ), (૪) **कंजनइ** ( કાંસાનું વાદ્ય), અને (૫) **पांडल** ( માનવ-કંઠનું ગાન )–એ પાંચની ગણના કરાઈ છે[૫]. આ વાત કણ્ઠગાનનો સમાવેશ કરવામાં પુષ્ટિકારક થાય એમ છે.

પરંતુ 'પંચ શબ્દ'નો બીજો અર્થ પણ સંભવેછે; એ રેવરંડ કિટલકૃત કાનડીકોશમાં 'વિવેકચિન્તામણિ' નામના ગ્રન્થને આધારે આમ બતાવ્યોછે: (૧) **शृंग** (રણશિંગુ), (૨) **तम्मट** ( tabour નગારું ), (૩) **शंख**, (૪) **भेरी** ( kettle-drum નોબત) અને

---

૫. J. B. B. R. A. S. Vol. I (N.S) No 2. પૃષ્ઠ ૨૩૮ જુવો.

આ ઉપરાંત ડો. ફ્લીટે અબલૂરના શિલાલેખની પ્રસિદ્ધિ કરીછે, જ્હેમાં પણ આ વિશે ઉલ્લેખ છે. Epigraphia Indica, Vol. V. P. 216. ઞા. ૩ જુવો. રા. ડાહ્યાભાઈયે આ બાબત પરિશિષ્ટ બની ટિપ્પણીમાં ઉલ્લેખ કર્યોછે તે જોઈ લેવો.

(૫) **जयघंटा.** આ પાંચ મળીને પ્રાચીન સમયમાં વાદ્યમંડળ (band) બનતું હતું[૬].

આ બે અર્થમાંથી 'વિવેકચિન્તામણિ'વાળો અર્થ વધારે સંભવ-પુષ્ટ લાગેછે.

આ કાવ્યમાં વર્ણવેલા સમયમાં કાલમાનનું સાધન ગમે તે હશે, પણ હેનો નિર્દેશ ઝાલર ( gong ) ઉપર ટકોરા વગાડીને કરતા હતા એમ જણાયછે:

**આચાર, અલંકાર વસ્ત્ર ઇત્યાદિ.**

**घडी घडी घडीआले सान राति दिवसनां लाभइ मान.**

( ખંડ-૪-શ્લો. ૧૮ પૂર્વાર્ધ ).

રાંધ્યાં ધાન ચાલતાં ખાય (ખંડ-૨ શ્લો. ૪૭) તે મ્લેચ્છદળના ભઠિયારાનું લક્ષણ દર્શાવવામાં હિન્દુ આચારની સુઘડતા સાથે પડછો દર્શાવનારું વ્યઙ્ગ્યવચન છે. સ્ત્રીઓના વસ્ત્રાલંકારના ઇશારા ખંડ-૧, શ્લો. ૨૪૩-૪ માં જડેછે:

માંડવિ મિલઈ સુહાસણી, સખી. ઊઢણિ નવરંગ ઘાટ કિ.
હાર નિગોદર બહિરખા, સખી, નેઊર રણઝણકાર કિ.

નવરંગ ઘાટડી હોડવાની, હાર, નિગોદર, બ્હેરખા, નૂપુર એ ઘરેણાં. અન્યત્ર ઇશારા દુર્લભ છે.

**નગરરચના, ઘરની રચના; હથિયાર.**

જુગારનો નગરજનોમાં મોહ; નગરનાયિકાઓનું સૌન્દર્ય અને ચળકાટ. (ખંડ ૪ શ્લોક ૧) આ બાબતના ઇશારા જોઇયે: કોઠા, સપ્ત ધાતુનાં

---

૬. એજન; તથા Ind. Ant, XII, 1883 A. D. પૃ. ૯૬ જુવો. આ ઉપરાંત ડૉ. ફ્લીટે અબલૂરના શિલાલેખની પ્રસિદ્ધિ કરી છે હેમાં પણ આ વિશે ઉલ્લેખ છે; Epigraphica Indica Vol. V. P. 216. ભ. ૩ જુવો રા. ડાહ્યાભાઈએ આ બાબત પરિશિષ્ટ ब ની ટિપ્પણીમાં ઉલ્લેખ કર્યો છે તે જોઈ લેવો.

આ બે અર્થમાંથી વિવેક ચિન્તામણિ વાળો અર્થ વધારે સંભવપુષ્ટ લાગે છે.

કોશીસાં, ગોખ, ગવાખ, મઢ (આઢ), મતવારણાં, ધવલધર (અગાશી), ભૂમિઘર (ભાંયરું), ત્રિકલસાં (ખંડ ૩ શ્લો–૨૪૫, ૧૫૪, ૧૫૫ ખંડ ૪ શ્લો. ૩૩); પોલિ, પગાર (પોળ્ય–દરવાજો) અને કોટ, અટ્ટાલિયાં, માળિયાં, મળયાગરી જાળી, કૃષ્ણાગરી થાંભલી, મણિબંધ કાચબંધ ભૂમિ, ઉરાઉરી વલભી, પગથિયાં, ચોક ચૂનાળા, શાતભૂમિકા; સહસ્રભૂમિકા સભાગૃહ, ચૌટામાં છાયાવૃક્ષો (ખંડ ૪ શ્લો. ૩૧) ઇત્યાદિ (નગર વર્ણન–પરિશિષ્ટ ब):–આ વર્ણન રેખાઓ કાંઇક ખ્યાલ આપેછે. સૈનિક તથા અશ્વાદિકનાં વસ્ત્ર, હથિયાર, સાજ, ઇત્યાદિનાં નામ જોઇયેઃ આંગાં (=બખ્તર), ટોપ, રંગાઉલિ (?), ખાંડાં (તલવાર), ખેડાં (ઢાલ), પટા, કટાર, સીંગણી (કામઠાં); ઇત્યાદિ ઠેરઠેર જડશે. (ખંડ–૧ શ્લો. ૧૮૮); યન્ત્ર તથા નાળ (તોપ, બંદૂક)માંથી ફેંકાતા ગોળા પણ કહ્યાછે. (ખંડ–૨, શ્લો–૧૨૮, ખંડ–૪ શ્લો. ૧૪૭). એક વસ્તુ સંદિગ્ધ અર્થની નજરે પડેછેઃ પાખર. પાખર ઘોડા, હાથી, વગેરેનાં વર્ણવ્યાંછે, તે બખ્તર, કે ઉપર માંડવાનું જીન ? એ સંદિગ્ધ રહેછે.[૭]

---

૭. આ શબ્દના અર્થ માટે નીચેના મુદ્દા જોવાના છેઃ—

(क) આપ્ટેના કોશમાં **प्रक्षर**, see **प्रक्खर** એમ કહી **प्रक्खर**=an armour for the defence of a horse or an elephant, એમ છે.

(ख) **पक्खरा तुरयकवचे** એમ "દેશીનામમાલા"–વર્ગ ૬, શ્લો. ૧૦ માં છે. **पक्खरा तुरगसंनाहः** એમ ટીકામાં છે.

[**प्रक्खर** અને **प्रक्षर** તે દેશ્ય શબ્દ ઉપરથી બનાવેલા સંસ્કૃત શબ્દ જણાયછે].

(ग) **मदिमाता मयगल सिणगार्या पूठि चडया पूंतार ।**
**लीधां पाखर नइ कठपजर घटा रणरणकार ॥**

(કાન્હડદે પ્રબન્ધ, ખં. ૧, શ્લોક ૪૪)

[અહિં કઠપંજર (અંબાડી) ના સાહચર્યથી saddlecloth–જીન નીચેનું કપડું–એ અર્થનો પક્ષ પુષ્ટ થાયછે].

એ સમયના રજપૂતોના શૌર્યપરાયણ સંપ્રદાયો આ કાવ્યમાં મુખ્યત્વે ત્રણ રૂપના દેખિયે છિયે. પરનારી સહોદર, હાક દઈને મારે, મારીને મરે, ઇત્યાદિ લક્ષણ તો સામાન્ય શૂરાનાં હતાં જ.[૮] વિશેષ લક્ષણો તો, અબળાનું રક્ષણ, જમહર, અને કેસરિયાં, એ છે. કેસરિયાં શબ્દ તો આધુનિક છે. પરંતુ એ પ્રયોગનું

રજપુતોના શૌર્ય-પરાયણ સંપ્રદાય

---

(घ) तेह तणी पुंठि पंचवर्ण पाखर घाती (ढाली–બીજી આવૃત્તિમાં)

(કાન્હડદે પ્રબન્ધ, ભટાઉલી, પરિશિષ્ટ अ બીજી આવૃત્તિ; પ્રથમ આવૃત્તિ પૃ. ૨૧. પં. ૧–૨).

[અહિં પણ જીન અથવા જીન નીચેનું કપડું એ અર્થ બંધ બેસેછે, બખ્તર અર્થ નથી બેસતો].

(ङ) तेह घोडा तणी पुंठि पंचवर्ण पल्हाण मांडयां.

(કાન્હડદે પ્રબંધ, ભટાઉલી)

[અર્થાત્, **પલ્હાણ**, તેમ જ **પાખર** પૂંઠ ઉપર મંડાય; એટલે બખ્તરનો સંભવ ના રહ્યો.]

(च) हस्ती गुडया । तुरी पाखर्या । रथ जूता ॥

(કાન્હડદે પ્રબન્ધ, ભટાઉલી).

[આ ત્રિવિધ ક્રિયાના શબ્દોના સહચારથી **पाखरवुं** એટલે જીન માંડવું એ અર્થ ગોઠેછે.]

(छ) सात्रलोह पाखर नइ चामर

(કાન્હડદે પ્રબન્ધ, ભટાઉલી).

૮ શૌર્ય તજી રણમાંથી કેટલાક રજપૂતો નાઠા ત્હેની અપકીર્તિ કવિયે કહીછે [ખંડ ૪ શ્લો. ૨૬૧–૨૬૫, ૨૮૪–૨૮૫]; એ અપવાદ રજપૂતની શૌર્યપૂજાને સિદ્ધ કરેછે. વળી સેજવાળની રાજદ્રોહી કૃતિ માટે હેની પત્ની હીરાદેવી પોતાના પતિને 'ચંડાલ!' કહી ઠપકો દેછે અને હેના ઉપર 'ત્રબાળું' [ત્રાંબાનું વાસણ] ફેંકેછે, એ હકીકત પણ શૌર્ય અને રાજભક્તિની ભાવનાની સૂચક છે.

વર્ણન આ પ્રબન્ધમાં જડેછે,-(ખંડ-૨, શ્લો. ૧૬૩-૧૬૪; તેમ જ ખંડ ૪, શ્લો. ૨૫૧-૨૫૨ જુવો):

લોક ઉતાર્યા કરી ઉપાય, રાઉત સવિ પડા ઉથાય;
પહિલુ પૂજુ સાલિગ્રામ, હઇઇ ધરિઉં રામનૂં નામ. ૧૬૩
કરી સનાન ઊગવિયા વાલ, કંઠિ ધરી તુલસીની માળ;
રાઉત સવિ એકમના થયા, ચાલી કટકિ તોરકઇ ગયા. ૧૬૪
(ખંડ-૨)

તતખિણિ ચડિઉ રાઉલ કાન્હ, સવિહુ રાઉત કરિયાં સનાન;
ગોપીચંદનિ ચરચ્યાં ભાલ, કંઠિ ધરી તુલસીની માળ; ૨૫૧
એકમના રાઉત સંચરઇ, અંતરખથી અપછર વરઇ;
ધાઇ રણાંગણિ રાઉત ભલા, સાહમા મલિક દીઇ ઉથલા. ૨૫૨
(ખંડ-૪)

---

[આ પણ જીન સૂચવે છે.]

(ज) પાખર નાખી પલાણ માંડયું.
(પ્રેમાનન્દ: અભિમન્યુ આખ્યાન, કડવું ૨૬ મું; બૃ. કા. દો. ગ્રં ૨, પૃ ૧૫૯)
[આહ તો પાખર તે જીન નીચેનું કપડું એમ સ્પષ્ટ જણાયછે.]

(झ) પીન પયોધર પાખર કીધી રે, સુરતસંગ્રામે હું વઢતી ન બીધી રે
(નરસિંહ મ્હેતો; શૃંગારનાં પદ, ૧૩૬).
[અહિં તો પાખર એટલે બખ્તર એમ અર્થ સુઘટિત થાયછે.]

કાન્હડદે પ્રબન્ધ ખ. ૩ શ્લો. ૪૬ **दीधो पाखर पूठि पल्हाण**: અહિં પણ (ज) ના જેવો અર્થ જણાયછે-તેમ જ ખ. ૩ ૧ શ્લો. ૪૦-૪૧માં **राउत चडया पाखरी** છે, ત્યાં પણ જીન માંડી એમ અર્થ સંભવેછે.

આ સર્વ ઉપરથી સાર એ તારવી સકાયછે કે: **पाखर**નો મૂળ અર્થ તો 'બખ્તર' (ઘોડા, હાથી માટેનું) હશે; પણ કાલક્રમે જીન અથવા જીન નીચેના કપડાના અર્થમા પણ સંક્રમણ થઈ ગયું. 'કાન્હડદે પ્રબન્ધ' મા સંદિગ્ધ દશા છે; કેમકે ઉપર કહેલાં ઉદાહરણોમાં જીન સભવેછે છતાં અન્યત્ર બખ્તર પણ સંભવે હેવા પ્રયોગો પણ હેમા છે, (એ જ ભટાઉલીમાં).

બંને સ્થળે ગઢમાંથી ઊતરીને શત્રુદળમાં પડીને, યુદ્ધ કરીને, મારીને મરવું એ લક્ષ્ય છે; અને એ માટે શસ્ત્રાસ્ત્રની તૈયારી ઉપરાંત ચંદનચર્ચા, તુલસીમાળા કંઠે ઘાલવી, શાલિગ્રામ પૂજવા એ સજ્જતા કેસરિયાં કરવાને અંગે જ છે.

એક બાજૂ પુરુષવર્ગ કેસરિયાં કરે, અને બીજી બાજૂ રજપૂતાણીઓ 'જોહર' કરે, એ અંતિમ આત્મસમર્પણના પ્રકાર રજપૂત સંપ્રદાયમાં જ્વલંત કીર્તિધ્વજરૂપ ગણાતા હતા. 'જોહર' શબ્દને બદલે 'કાન્હડદે પ્રબન્ધ'માં સ્થળે સ્થળે **जमहर** શબ્દ છે; તે મૂળ **यमगृह (जमघर)**ની સમીપ છે[૯]. આ **जमहर**નું વર્ણન પદ્મનાભના શબ્દોમાં ઘણું હૃદયસ્તમ્ભક બનેછે:

---

૯. **जमहर पइसस्यु** ( ખંડ ૨ શ્લો. ૧૪૬ ). **जमहर पइसइ** ( ખંડ ૪, શ્લો. ૨૩૯ ), **जमहरि करिउ प्रवेस** ( ખ. ૪ શ્લો. ૨૪૨ ), ઇત્યાદિ અનેક સ્થળે **जमहर** શબ્દ છે; અને પ્રવેશ કરવાની ક્રિયાથી **यमगृह** મૂળ ઠીક શોભેછે.

"હિન્દીશબ્દસાગર" નામના કોશમાં **जीवहर** એમ વ્યુત્પત્તિ સૂચવીછે, તે વાગ્વ્યાપારના નિયમોથી બાધિત થાયછે, અને અર્થમાં અસંભવિત લાગેછે.

ચંદન કાઠ અગર નઇ તુલસી ખીલી આંબિલી આણી,
કરી સનાન દેવ આદિત્ય નઇ અર્ઘ દીઈ સવિ રાણી.
હાહાકાર હુઇ તિણિ વેલા, રાણી જમહર પઇસઇ,
સરલે સાદિ સહુ હરિ બોલઇ, જમહર ઇણિ પરિ દીસઇ.
(ખંડ-૪. શ્લો. ૨૩૮-૨૩૯)

ડુંગર તણાં શિખર ડગમગઇ, ચૂર અજુઆલૂં સાચુર લગઇ.
દિગ્ગજ આઠ રહિયા અવલોકિ, ધૂમ વિશાલ ગઇ સુરલોકિ. ૨૪૪
જાણી વાત ન લાઇ ખેવ, તતખિણિ જોવા આવ્યા દેવ.
હસ્તી ચડિઉ ઐરાવત ઇન્દ્ર, અંતરિખઇ સૂરજ ને ચન્દ્ર. ૨૪૫
નૈઋત, વરુણ, સવિ સુર મિલી નરવાહન તિહાં આવિઉ વલી.
તિહાં ચુસઠી જોગિણી હતી; હંસિ ચડી આવી સરસતી. ૨૪૬
(ખંડ-૪)

**આ પ્રબન્ધમાં રસાદિક સૌન્દર્યના અંશો.**

આ પ્રબન્ધમાં રસસૌન્દર્યને કેટલાક ગોપક અંશ નડેછે: પ્રથમ તો ભાષાનું અપરિચિત સ્વરૂપ; પછી અનેક સ્થળે જરાક પ્રસંગોપાત્ત ઉત્પન્ન થયેલા વિચારોનું દીર્ઘસૂત્રી પિંજણ; ઉદાહરણ તરીકે, પ્રથમ ખંડમાં શ્લોક ૧૫૮ થી ૧૭૨ સુધી બંદીવાન પકડાયલા હિન્દુઓ પોતાનાં પૂર્વજન્મનાં પાપની ગણના કરાવેછે તે; ત્રીજા ખંડમાં શ્લોક ૪૦ થી ૬૫ સુધી જુદા જુદા રજપૂત વીરોની નામગણના; ખંડ ૪ થા શ્લોક ૬૩ થી ૭૨ માં સુલતાનના 'બંદા'ઓની નામગણના; ખંડ ૪, શ્લો. ૧૮૫ થી ૧૯૩ સુધીમા લોભનાં માઠાં પરિણામોની ગણના; એ જ રીતે ખંડ-૧ શ્લો. ૨૨૩ થી ૨૩૫ માંની પુણ્યપ્રશં[illegible] ઇત્યાદિ પ્રકારો. આ ઉપરાંત વૃત્તાન્તનો ક્રમ સુવિશદ રીતે વ[illegible] સર[illegible], તેથી કથાઘટના મનમાં ઊતરતે વલમ્બ થાયછે. અપ્રયોજા[illegible]નો મૂળ[illegible] કરીશું. પછી રસદર્શન આકર્ષક લાગશે.

---

[illegible]ન અથવા [illegible] પ્રબન્ધ' ઓમાં પૂજિત જૌહર તે આ જતુગૃહથી તદ્દન ભિન્ન છે [illegible] છતાં શ્રીઅર્જુનવાળી વ્યુત્પત્તિ વ્યર્થ છે. [illegible]માં).

એ રસદર્શન કરતા પ્હેલાં પદ્મનાભની આ પ્રબન્ધમાં વ્યક્તિતા-સ્થાપક શૈલી વિશે બે બોલ કહી દઇયે: સમગ્ર પ્રબન્ધમાં શૈલી તેજસ્વિની પ્રભાવભરી અને કદી પણ મન્દતા કે શિથિલતા થાય નહિં હેવી છે. વીરરસ મુખ્ય છે; ત્હેને ઊચિત વાણીની શૈલી બહુ અંશે આવેછે. વીરરસમાં પણ કવચિત્ અલંકારદ્વારા કવિત્વકલ્પના દીપ્તિમતી પ્રગટ થાયછે. ઉદાહરણ તરીકે નીચેનું વર્ણન જુવો:-
( ખંડ-૪ થામાં )

બાહાદરપુર અંબિર કિ અંતરિ ચૂક આલેખિઉ એ,
ચૂવટિ પરઠયા પાઉ કિ કુણ હારઇ કુણ જીપઇ એ. (આંચલી) ૧૬૩
એક સોનગિરુ રાય કિ બીજુ ઢીલીનું પાતસાહ કિ,
કાન્હડદેનુ વીર કિ માલદે સુરતાણસ્યૂ જૂ રમઇ એ. ૧૬૪
સોગટડાં કેકાણ કિ ગયમર પાસા ઢાલીઇ એ,
માંડઇ દીજઇ દાઉ કિ ઝડપ દીઇ રણિ માલદે એ. ૧૬૫
સોનગિરુ ગઢ ઠાઉ કિ જૂઆરીપણ માંડિઉ એ,
કઇ જીપઇ સુરતાણ કિ કઇ ગઢ જીપઇ માલદે એ. ૧૬૬

[ આ પદ પ્રથમ આવૃત્તિ પ્રમાણે પાઠ લઇને મ્હેં મૂક્યુંછે. બીજી આવૃત્તિમાં શ્લો. ૧૬૫ થી ૧૬૮ એમ છે; તે તો ભલે. પણ પાઠમાં ફેરફાર છે; તે શા આધારે કર્યોછે તે સમઝાતું નથી. ]

બાહદરપુર અને અંબેરની વચમાં કાહ્નડદેવના બન્ધુ માલવ-દેવને સુલતાન સાથે યુદ્ધ થયું ત્હેને "જૂ રમઈ" ( દ્યૂત-જૂઅ-જૂ ) રમેછે એ રૂપકકલ્પના કરી બધાં અંગ ઉપમાન ઉપમેયનાં ગોઠવ્યાં છે તે કલ્પના રમણીય છે; તે ઉપરાંત યુદ્ધની પરિણામ વિશે અનિશ્ચિતતા તે દ્યૂતની અનિશ્ચિતતા જેવી જ હોવાથી એ વ્યઙ્ગ્ય સમાન ધર્મનો ચમત્કાર પણ સારો છે.

સોમનાથનું લિંગ મુસલમાન લઈ ગયા એ વર્ણનને લક્ષીને કવિ એ દેવને ઉગ્ર સંબોધન કરેછે, તે રોમાઞ્ચ કરાવે હેવું છે.

આગઇ રુદ્ર ! ઘણુઇ કોપાનલિ દૈત્ય સવે તિઇં બાલ્યા;
તિઇં પ્રથવી માંહિ પુણ્ય વરતાવિઉં, દેવલોકિ ભય ટાલ્યા. ૧૦૧

તિં બલકાક ત્રિપુર વિધ્વંસિઉ પવનવેગિ જિમ તૂલ;
પદ્મનાભ પૂછઇ સોમઇયા ! કેથઉં કરું ત્રિશૂલ ? ૧૦૨

હવે રસદર્શન કરિયે. પ્રબન્ધમાં પ્રધાનરસ વીરરસ છે. હેના સંયોગમાં પોષકરૂપે અથવા અનુષંગરૂપે અદ્‌ભુત, રૌદ્ર, વિપ્રલંભ શૃંગાર, કરુણ,—એ રસ કથાની મન્દિરરચનામાં મીનાકારી જેવી કલાઘટના કરીને આપણને ચમત્કાર આપેછે. યુદ્ધની પૂર્વે કાન્હડદેવ તેમ જ અન્ય રજપૂતોના દિલ્હીના બાદશાહને મોકલેલા ઉત્તર વગેરે વીરોચિત વાણીપ્રભાવથી પાણીદાર બનેછે. અને યુદ્ધનાં વર્ણનોમાં તો વીર-રસની ખૂબી વિશેષ દીપ્તિમતી જોઇયે છિયે. અદ્‌ભુત રસના પ્રસંગો સ્વપ્નામાં ગંગા તથા ગૌરીનાં દર્શન, અન્ય[10] સ્વપ્નો, ભાવિ સૂચનો ( વર્ષ, વાર, તિથિ સાથેનાં જે વસ્તુતઃ બનાવ બન્યા પછી કવિયે ઊપજાવેલાં તે ), વગેરે ગૌણ પ્રસંગો નજરે પડેછે. તે ઉપરાંત વીરમદેવનું કપાયલું માથું કનકના પાત્રમાં દદા સનાવરે દિલ્હીમાં દરબારમાં આણ્યું તે જોવાને બાદશાહજાદી આવી એટલે ‘ કુંવરીનું મુખ નહિં જોઉં ’ એ વીરમદેવની જીવતાં પ્રતિજ્ઞા હતી તેથી,

“ મસ્તક ઉફરાંટઉં થઉં વીરતણૂં ચહુઆણ ”

---

[10] ખંડ ૨ શ્લો. ૧૩૨–૧૩૪ માં સાંતલને સ્વપ્નામાં આશાપુરી સુલતાનને સૂતેલો દેખાડેછે, અને તે રુદ્રરૂપે દેખાયછે, અને વળી સુલ-તાનની પાસે પડેલું ગુર્જ ઊપાડીને સાંતલ લઈ જાયછે;—એ બનાવમાં અદ્‌ભુતતા ભરપૂર છે, તેમ જ ખંડ ૩ શ્લો. ૧૯૪ થી ૨૦૭ માં બાદશાહને હેની બેટી વીરમદેવના અને પોતાના પાછલા ૭ અવતારની વીગતવાર હકીકત કહેછે, ખંડ ૩ શ્લો ૨૧૫ થી ૨૨૫ માં બાદશાહની કુંવરી બાદશાહ તથા કાન્હડદેવના પાછલા અવતાર ગણાવેછે, ભવિષ્યમાં બાદશાહને મરણ પછી શું સ્થાન મળશે, મરણ ક્યારે થશે, વગેરે ભાવિદર્શન કહેછે;—એ ૧૧ અદ્‌ભુત અંશો છે.

ચહુઆણુ વીર (વીરમદેવ)નું માથું ઉલટું ફરી ગયું. આ અસાધારણુ અદ્‌ભુત બનાવ માટે કવિને પણુ કહેવું પડેછે કે

એક અસંભમ તે ભણૂં નીર તરિયા પાષાણુ,
મરણુ પૂંઠિ મુસ્તક ફિરિઉં એ બીજું પરમાણુ.
( ખંડ–૪, શ્લો. ૩૨૨ )

આ બનાવને કવિ 'અસંભમ' (અસંભવ) કહેછે, છતાં સત્ય-રૂપે માનેછે, અને અદ્‌ભુતરસ ઊપજાવનાર અંશ તરીકે મૂકેછે.

રૌદ્રરસના પ્રસંગ અલ્પ, અથવા તો છૂટક છૂટક વેરાયલા છે. મુખ્ય એક છે, તે પણુ રસરૂપે વિકાસ અલ્પ જ પામેછેઃ ખંડ ૪-થામાં સેજવાલે મુસલમાનો તરફ ફૂટીને ગઢમાં પ્રવેશ કરાવવાનું કર્યું તેવાત હેની પત્ની હીરાદેવીને કાને પડતાં હેણે ચંડીસ્વરૂપ ધાર્યું, અને

હીરાદેવિ ભણુઇઃ 'ચંડાળ! સું મુખ દેખાડિ તું કાલ?
જેહ પસાઇ કીધાં રાજ, તેહણું તે વિણસાડ્યૂં કાજ! ૨૦૨
એક ડીલનઇ કારણિ આજ ગઢ ભેલાણુ–લોપી લાજ!
જે નરની છિ કરિ પ્રતિપાળ દૂધ તેહનું પીઇ બિડાલ! ૨૦૩

આમ

કરિ રીસ ઊભી ઘરબારિ ગઢિ દલ ચઢતાં દેખી નારી,
ઇસિઉં બોલ હીરાદે ભણિઉ, સેજવાલ ત્રંબાલુ હણિઉ. ૨૦૪
સાસન આપિ એ અહિનાણુ, પડિઉ ધરાતલિ ગયા પરાણુ.

અહિ રૌદ્રરસનું બીજ છે, વિકાસ અલ્પ છે.

વિપ્રલમ્ભ શૃંગાર અને કરુણરસ એ એકબીજાને પોતાના રંગનો પાસ દેછે તે ધ્યાનમાં રાખીને બંનેનું દર્શન સાથેલાગું કરીશું:

બાદશાહજાદી જાલોર આવી; સુંદર નામના સરોવરને કાંઠે હેને ઉતારો આપ્યો; ત્હાં હેને મળવાને કાન્હડદેવ તથા વીરમદેવ આવ્યા. કુંવરી ઊઠીને ઊભી થઈ, એટલે (વીરમદેવની પ્રતિજ્ઞા હતી કે હેનું મ્હો ના જોવું તેથી) આડો પડદો નાંખ્યો. આમ

**सरसि नलिनी पत्रेणैतौ समावृतविग्रहौ** "·

સરવર વિશે ઢંકાએલાં સરોજ તણા દલે

હેવા આ યુગ્મને વિશે, સમીપ છતાં દૂર હોઈ, વિપ્રલમ્ભ શૃંગારનો જ પ્રસંગ ઉત્પન્ન થાયછે; અને કુંવરી પાછલા જન્મારાની વીતી કથા કહીને પોતાના ઉરનો ઊભરો કાઢેછે, તે પછી વિલાપ કરે છે:

એક પનુતી હો બગલડી જી, તેહચા પ્રેમ અપાર;
પિયુ પોખઇ પાવસિ ચડી જી, સુખ લીઇ સંસારિ. ૨૩૪
કઇ મઈં મન્મથ દુહવિઉ જી, કઇ હું નિર્ગુણ નારી;
પિયુ પરદેસણી વીનવઇ જી, આપિ આપ સંભારિ. ૨૩૫
દિવસ દોહિલા હું નીગમું જી, રયણિ ઘણેરી થાઇ;
વિરહવેદના માહરી જી, પિયુ વિણ રહણું ન જાઇ. ૨૩૬
જીુ જલહીણી માછલી જી, જીવઈ નહિ જન માંહિ;
કંત વિહૂણી કામિની જી, તિમ તિમ ખીણી થાઇ. ૨૩૭

( ખંડ ૩ ).

આ આક્રન્દમાં વિપ્રલમ્ભ શૃંગાર સાથે કરુણભાવ પણ હેને પોષણ આપેછે. ધન્ય દશા બગલીની કે વર્ષાઋતુમાં હેનો પિયુ હેના અપાર પ્રેમને પોષેછે, અને એમ એ સંસારનું સુખ લેછે. હું અભાગણી. મ્હેં કાંતો મન્મથને દૂભવ્યો હશે, કાંતો હું ગુણહીણી હઈશ. દિવસ હું દોહ્યલા કાઢું છું, ને રાત્રિયો લાંબી બનેછે ( દુઃખને યોગે); હેવી મ્હારી વિરહવેદના છે; પિયુ વિના રહ્યું જવાતું નથી." ઇત્યાદિ આક્રન્દ **વીર**મદેવના શ્રવણ ઉપર નિષ્ફળ પડેછે. બીજો એક પ્રસંગ.

કાન્હડદેવ રણમાં પડયો, **વીર**મદેવે ઊંઠ (સાઢાત્રણ) દહાડા રાજ્ય કર્યું, એ રણમાં પડયો તે પૂર્વે અંતઃપુરની રાણીઓ **जमहर** - પ્રવેશ કરેછે તે પ્રસંગ:

રૂપિ સલૂણડી સવિ સાહેલડી વેલડી રહીરે નિહાલતી રે.
ટોડલે આવિય આંસુડાં રહાવિય જાલહર પર્વત વધાવિઉ એ. ૨૯૮

સુંદરી સોહામણી પરવત ઉપરિ ઘણી
આણિરે જંમારઈ મોકલામણી એ. ૨૯૯
સર્વગુણજાણ નઇ વંશ વલી ભાણનઇ
વીર અવતારયો ચહુયાણનિ એ. ૩૦૦
વલી રલીઆમણું અરધાસન વીરમતણું
અહ્મે પામસ્યૂં સોનગિરિ બઇસણૂં એ. ૩૦૧ (ખંડ ૪)

[ અહિં શ્લો. ૨૯૮ માં 'રહાવિય' ને બદલે 'વહાવિય' હોવાનો સંભવ છે; જાલોરગઢને આંસુ વ્હેવડાવીને [ આંસુડાં વડે ] વધાવ્યો–એમ અર્થ સારો બેસેછે. ]

સર્વે રૂપમાં લાવણ્યવતી વેલ્લી જેવી ( શોભાતી ) સાહેલીઓ [ ગઢના ] ટોડા ઉપર આવીને નિહાળતી ( ઊભી ) હતી; હેમણે આંસુ વડે જાલોર પર્વતને વધાવ્યો. પર્વત ઉપર બધી સુંદરી આવીને કહેછેઃ આ જન્મારે તો હવે વદાય માગિયે છિયે; (આવતા જન્મમાં) સર્વગુણસંપન્ન, વંશના ભાનુ જેવા, ચહુઆણવીરને અવતાર આપજો; અને હમે પણ વીરમદેવનું રળિયામણું અર્ધાસન સોનગિરિ ઉપર ( આવતે જન્મે ) પામીશુંઃ–આમ ભાવ સુન્દર, સાદી, સંયમ-યુક્ત, વાણીમાં દર્શાવ્યાછે. અહિં ઉદ્દામ વ્હેતો કરુણરસનો ઊભરો નથી; સંપ્રદાયપરિચિત જમહરપ્રવેશને સ્વાગત આપનારી વીર રજપૂતાણીઓને ઉચિત સંયમથી નિબદ્ધ કરુણરસ છે.

હવે છેવટે ત્રીજો એક પ્રસંગ લઇયે:

ખંડ–૪ થો:

પૂરવ પ્રેમ સંભારિઉ, આંસુડે ભીનુ હાર જી;
ગુણ ફીટી અવગુણ થયા, અહ્મ કહિ કારણ સિણગાર જી ? ૩૨૩
સગુણ સલૂણા રાઉલ ! માણિ રૂસણ કિસ્યુ ?
હું તાં પ્રેમગહેલડી તું સોનગિરુ ચહુઆણ જી. ૩૨૪
તું તો પ્રાણદ માહરુ, હું તો તાહરી ઘરિ નારી જી;
જનમ એક અંતરિ ગયુ, સો નેહલુ મ વીસારિ જી. ૩૨૫

હઇયલડૂં ઘણું ગહવડયૂ, તું સુણિ ન અહ્મારા નાથ જી;
તું અમરાપુરિ સાંચરિઉ, હું મરણિ ન મેહલું સાથ જી. ૩૨૬

દિલ્હીમાં વીરમદેવનું મસ્તક આણેલુ કુંવરીની આગળ અવળું ફરી ગયું એ પ્રસંગ છે. એ મસ્તકને યમુનાને કાંઠે અગ્નિસંસ્કાર આપીને તે પછી માતપિતાની વદાય લઇને કુંવરીએ યમુના નદીમાં પડતું મૂકીને પ્રાણ છોડયા તે બનાવની તરત પૂર્વે પોતાના પ્રિય વીરમના મસ્તકની સમક્ષ વિલાપ કરેછેઃ પૂર્વનો પ્રેમ સંભારતાં દડદડ આંસુ પડેછે તે આંસુથી ગળાનો મુક્તાહાર ભીનો થઈ ગયોછે, અને સુખસાધન તે દુઃખરૂપ થયાંછે તેથી કહેછે "મ્હારે શણગાર શા કારણ ?–હે સુગુણ સલૂણા રાઉલ ! મ્હારી સાથે આમ રૂસણું કે'વું ? હું ત્હારા પ્રેમમાં ઘેલી બનીછું; તું સોનગિરો ચહુઆણ (ને હું મુસલમાન બાદશાહજાદી છતાં) તું મ્હારો પ્રાણદાતા અને હું ત્હારા ઘરની નારી હતી, માત્ર પાછલા એક જ જન્મનો અંતર ગયો તે વખતનો સ્નેહ તુ ના વીસારીશ; મ્હારું હઇયું ગભરાઈ ગયુંછે, ને તું મ્હારો નાથ સાંભળતો પણ નથી; તું અમરપુરી સંચર્યો છે, તો મરણમાં પણ હું ત્હારો સાથ નહીં મૂકુ."–આમ વિલાપ કરીને, નિશ્ચય પુરઃસર, જમનાનીરમાં ઝપલાવેછે.

આ વિલાપગીતનો કરુણરસ, સાદી, સીધી, વાણીવડે પ્રેમનો ઉદ્રેક સવિશેષ બતાવેછે અને વાચકના હૃદયમાં અનુરૂપ પ્રતિધ્વનિ ઉત્પન્ન કરેછે.

—હાવા અનેકવિધ ગુણવાળા પ્રબન્ધના કવિ વીસલનગરુ નાગર જંભના અને એ પ્રબન્ધ આપણને સુલભ કરી આપનાર બીજા વીસલનગરુ નાગરબ્રહ્મ ડાહ્યાભાઇ દેરાસરીના આપણે સદાના ઋણી રહીશું.

વાંદરા.
તા. ૧–૧–૨૬ } નરસિંહરાવ ભોળાનાથ.

---

# कान्हडदे प्रबन्ध.

## प्रथम खण्ड.

### दुहा

गौरीनन्दन वीनवूं, ब्रह्मसुता सरसत्ति;
सरस बन्ध प्राकृत कवूं, दिउ मुझ निर्मल मत्ति. १

आदिपुरुष अवतार धुरि यादवकुलि जयवन्त
असुरवंस निकन्दीउ, ते प्रणमूं श्रीकन्त. २

जिणि जमुनाजलि गाहीऊं, जिणि नाथीउ भुयङ्ग,
वासुदेव धुरि वीनवूं, जिम पामूं मन रङ्ग. ३

पद्मनाभ पण्डित सुकवि, वाणी वचन सुरङ्ग;
कीरति सोनगिरा तणी तिणि उच्चरी सुचङ्ग. ४

जाल्हुर जगि जाणीइ, सामतसी सुत जेह;
तास तणा गुण वर्णवूं, कीरति कान्हडदेह. ५

नवकोटी नामि भणूं मारूआडि घण देस;
धण कण घरि सविकहि तणे कप्पडकणय सुवेस. ६

कणयाचल जगि जाणीइ ठाम तणु जावालि;
तहीं लगइ जगि जाल्हुर जण जम्पइ इणि कालि. ७

कुल कीरति आगइ घणी; वंस विशुद्ध वखाण;
राजहंस रलीआमणा सोनगिरा चहूआण. ८

कान्ह तणइ संपत्ति इसी जिसी इन्द्रह घरि रिद्धि;
सवे दिवसि वासु वसइ राजभवनि नव निद्धि. ९

प्रीति सहोदर स्यूं घणी, माल्वदे मतिमन्त;
कूंयर वीरमदे वली जाणि जगि जयवन्त. १०

राजनीति जाणइ घणी रूपि सुहावि अङ्ग;
राज करइ घरि आपणइ चाहूआण नवरङ्ग ११

हठ कीधु सुरताण स्यूं तास कथा संबन्ध
चाहूआण गुण वर्णवूं पुहविं प्राकृत बन्ध. १२

चूपई

तिणि अवसरि गूजरधर राइ सारङ्गदे नामि बोलाइ.
+सत्रीजउ तेहनउ बलवन्त, करणदेव युवराज भणंत. १३

तिणि अवगणिउ माधव बम्भ तांहि लगइ विग्रह आरम्भ.
रीसावीउ मूलगु प्रधान करी प्रतिज्ञा नीम्यूं धानः १४

'गूजरातिनूं भोजन करूं जु तुरकाणूं आणूं अरहूं.'
माधव महितइ करिउ अधर्म; नवि छूटीइ आगिलां कर्म १५

जिहां पूजीइ सालिग्राम, जिहां जपीइ हरिनूं नाम,
जिणि देसि कीजइ जाग, जिहां विप्रनइ दीजइ त्याग, १६

+ कल्पित पाठ.

जिहां तुलसी पीपल पूजीइ, वेद पुराण धर्म बूझीइ,
जिणि देसि सहू तीरथ जाइ, स्मृति पुराण मानीइं गाइ, १७
(नवखण्डे अपकीरति कही), माधवि म्लेच्छ आणिया तहिं.
चालिउ माधव ढीली भणी भेटि अपूरव लीधी घणी; १८
विषम घाट उल्लङ्घ्या देस, नयर योगिनी कीध प्रवेस.
पहिलूं जई मिलीउ दीवाण; साची वात सुणी सुरताणि. १९
अलावदीन वडु सुरताण, घणि देसि वरतावी आण,
धरी भेटि घोडानी लास मीर ऊंबेरे करी अरदास:– २०
'वडु मुकद्दम माधव नाम पातसाहनि करि सलाम.'
जाण्यूं परदेसी परधान; असपति राइं दीधूं मान. २१
पूछइ वात पातसाह हसी:–'गूजराति ते कहीइ किसी?
किस्यूं खम्भायत, अणहलपुर? किस्यूं दीवगढ, मांगलहुर? २२
झालावाडि, सूरठ छि किसी? एह राउत सुणीइ साहसी.'
इस्यूं सांभली सरुइं सादिं माधव बम्भ करइ फरीआदि: २३
'खित्री तणु धर्म लोपीउ, राउ करणदे गहिलु थयु.
एहवु अङ्ग तणु अनुराग, नितु नितु भच्छ करइ वछनाग. २४
विण पडीआर पटु कर वहइ; न को अङ्गरख जमलु रहइ.
मरण तणि भयि भोजन वार चासी चाटुउ धरइ सूआर. २५

पहिलु राइं हूं अवगणिउ; माहरु बन्धव केसव हणिउ.
तस घरणी घरि राखी राइ. ए वडु रोस न सहिणु जाइ. २६
गूजराति स्यूं मांडिसि कलहु. माहारइ साथि कटक मोकलउ.
दुडी हीदू घालूं रानि, एक मारूं ऍक झालूं बान; २७
खूनकार तूं साचूं जाणि, गूजराति लेंई आपूं प्राणि.
ततखिण तूठउ असपति राउ; तस आप्यु पञ्चाङ्ग पसाउ. २८
दीआ ऊतारा पाणी धान. तिड्या पातसाहइ परधान.
जालहुर भणी सीखामणि दीइ:—'चाहूआण जई इम पूछीइ, २९
तूं ताहरुं भोगवि पाट, लसकर आलइ सूधी वाट.'
सुरताणनी वाणी सुणी ग्या परधान कॉन्हडदे भणी, ३०
पातसाहनी पिहिरामणी धराविउ सिम्भरनु धणी;
कहइ प्रधान ' ऊधारु राइ ! भणी सूरठ तुरकाणूं जाइ. ३१
बीजी भूमिं दोहिला घाट; पातसाह मागइ आ वाट. '
सभा सिद्ध रा बोलइ मर्मः—'ए तां नही अह्मारु धर्म. ३२
भाजीइ गाम झालीइ बान, अबला तणा त्रोडीइ कान,
जिहां पीडीइ विप्र नइ गाइ, तिहां वाट नवि आपइ राइ.' ३३
वल्या प्रधान, न सीधूं काज, हईअडि घणी ऊपनी लाज.
वीनवीआ जई नइ सुरताण:—'कान्हडदे नवि मानइ आण' ३४
चडी वात घणेरइ प्राणि. नीसाणु मेहलु सुरताणि.

## पवाडु

वडु वीर विख्यात वदीउ महमूद साह, 'म जेडु.
अल्लखान बलवन्तु बन्दउ महुऌ मांहि तेडु.' ३५
अल्लखान बलवन्तु बांदु तास दीऊं फुरमाण;
गूजराति ऊपरि दल न्युंधा; बीडऊं दीऊं सुरताणि. ३६
माधव महितु साथि मोकल्यु पोसातु परधान;
मोटा मीर मलिक मेलावइ दीधा खोजा खान. ३७
अलावदीन पातसाह पेढु, कान्हडदे चहूआण,
गढ जालहुरि हूउ गढरोहु; तेहह करूं वखाण. ३८
गूजराति सोरठ सोमईआ वाहरि विसमूं वीतूं;
भडकमाडि राउलि हठ कीधउ, अल्लखान दल जीतूं. ३९
डहली, दोर, सॉबान, सिराचा कटक तणा सिणगार.
घडीआजोयण साढि पहलाणि, पूठइ परठइ भार. ४०
कोटि धणी घूवरी वाजइ, रब्बारी असवार;
पहिलइ ढमकइ सहू चालइ, घडी न लागइ वार. ४१
फारुकी हाथी नइ वली हबसी बीहामणा बङ्गाल;
पाला पलि पटावत काहर भोइ नव लाभि पार. ४२
रांध्यां धान चालतां खाइ भठिआरा तम्बाक.
चाल्यां कटक. पेसरा पूढा मांहि मेछना लाख. ४३

मदि माता मयगल सिणगार्या, पूठि चड्या पूंतार.
लीधां पाखर नइ कठपञ्जर घण्टा रणरणकार. ४४
ऊपरि चड्या न मानइ अङ्कस, एहवा गज रोसाल;
सवि सारसी करता चालइ जेहवा परवत माल. ४५
घोडा तणी फोज जूजई, तेह न लाभइ पार;
ऊवट वाटि ऊपड्या चालइ खान तणा तोखार. ४६
वणगां ढोल नफेरी वाजइ, काहल नइ नीसाण.
जिहां जिहां झाझां खड नइ पाणी, तिहां तिहां दीइ मेहलाण. ४७
आगलि थिका कुंदालीआ चालि, भली कराई वाट;
आरहडे पाहणा घणि भांजी कीधउ माधव घाट. ४८
आगलि थिकां वागडु सावज वाटि नाठां जाइ;
विसमी भूमि लीइ, चिहु दिसि ढुंडी धाडा धाइ. ४९
दीधी वाट समरसी राउलि; आव्यां कटक बनासि;
गूजराति वूंबॉआ पहुता; ततखिण पडीउ त्रास. ५०
ऊडी खेह थयूं अन्धारूं; गयणि न सूझइ भाण.
चाली दल मुहडासि आव्या; ढमढमीआ नीसाण. ५१
आव्या सुणी मेछ मूछाला राणि राउतवट कीधी;
वतड भणइ 'साहमा घा लेसीऊं;' अन्न प्रतिन्या लीधी. ५२
'आगइ अह्म वंस सूं वीतूं', छयल भणइ 'नवि छांडूं';
असपतिनां दल साहमु चालु लेई ऊघाडूं खांडूं. ५३

दीठा तुरक रह्या रणि थोभी, पिहुलं काम ज सारि;
रोसि चडीउ रणि पेरण मांडइ, मारी माग देवारि. ५४
घडी बि चारि घणूं दल थोभ्यूं; वीर वावरइ लोह;
तुरक बचा मूंगल करकटीआ ऊपरि पडिउ समोह. ५५
मारी म्लेच्छ पडन्तु दीठउ वतड, वखाणीउ खानिं;
जय जयकार हूउ, सरगापुरि बइसी गयु विमानि. ५६
धर्या बान. मुहडासु भागु, गामे घाली लाइ;
गमे गमे ढसाढसि हूइ; दहदहि धाडां धाइ. ५७
भागा देस काहानम चिडोत्तर बावननी खेड हारि;
गूजरातिनु खोखर भाथु अजीय न आवइ पार. ५८
चड्या कटक डण्डाहि चिडोत्तर धाणधार धन्धोलि;
ऊडि वीवी आव्या वासी दीधी पाटण पोलि. ५९
दीधा लखत जई दरवाजइ; सज्ज थया झूझार;
माधव महितु आगलि कीधु, जाणइ मागनीसार. ६०
भेलं नगर; रह्या गढ थोभी, साहमा तीर विछूटइ;
माधव भणइ 'कर्ण! जा नासी, कां मरइ अणखूटइ?' ६१
पाडी छीडूं कर्ण रा नाठउ; पाली जाइ राणी;
पाए नवी डाभसी खूचइ; रही न पीइ पाणी. ६२
किस्या रूख फल्या? राउ! ऊधारि; नाणि मनि संदेह;
बीलां बोर किर नि गोहोलां माधवना फल एह. ६३

नाठउ कर्ण, पछइ गढ मेलीउ, भर्या लीया भण्डार,
अलखानि आवी छोडाव्या वालि तणा तोखार. ६४

एहवी वात न हूई, न हूसिइ, अणहलपुर मझारि,
जेणि ठामि हूतूं देहरासर बांग दीइ सेलार. ६५

अलखानि पाटण गढ दीठउ, पूठि करूं वखाण,
अलावदीन पातसाह केरी तु वरतावी आण. ६६
भणी कटक ऊपड्यां असाउलि. गढ मांहि मेहलं थाणूं.
गूजरात देस हीलोल्यूं. अति कीधूं तरकाणूं. ६७

असाउलि, धूलकूं, खम्भायति, सूरति नइ रानेर,
बीजां नगर केतलां कहीइ? चम्पइ चांपानेर. ६८

तडीआं नगर सवे धन्धोलां, दीठां सायरपूर;
सोनां रूपां अनइ सावटूं लीया काच कपूर. ६९

मारइ देस, फिरइ घण फोजि, अनइ लसइ धान,
ढोरढार वालइ, सपराणा माणस झालइ बान. ७०
गूजराति मांहि तावति कीधी, सहू सामटी लीधूं;
वाजी सान; खान सोमईआ भणी पियाणूं कीधूं. ७१

सोरठ मांहि मयगलपुर महूवा वली उना नि दाठा;
पडी ढाक, नीसाण ध्रसूका, लोक दहोदिसि नाठा. ७२
राखी जीव दीव मांहि पयठा, वरतइ हालकॅल्लोल;
तुरक पासि देव म पाडसि, वरि घाले द्रहबोल. ७३

हईआ ढक्क कोलाहल सुणीइ. दीसइ धूम विराल,
पडइ बूंबरण, काहल वाजइ, जाणे कुपीउ काल. ७४
खारकी, द्राख, नालीयर नीलां, फोफल नइ बीजोरां,
वारू वाड सेलडी केरा, वाडीना केलेहरा. ७५
आदूं, सूरण नइ पिण्डोलं, वली पोसातां पान,
कटक मांहि जु तारवति आवइ. कोइ न खाइ धान. ७६
सोरठ मांहि सहूको नाठतूं; भरीउ देस लसाइ;
भाजइ नगर देस—आगलीआं; आडु कोइ न थाइ. ७७
कीधउ कूच.ऊपडीआं साहण.घणूं नीसाण वजाव्या;
भाजी देस देवकइ पाटणि दल दीपन्ता आव्या. ७८
नगर निवेस वांगइ दीधी; नवा सराचा ऊभ्या;
घोडा तणी पायगइ कीधी; तरुआरि मयगल थूभ्या. ७९
दीधी पोलि; हूउ गढरोहु; कीधु घणु पराण;
नगर मांहि पोसाता पायक, तेह न मूकइ माण. ८०
आवी पाद्रि सिइफलं कीधूं; लीधा चउपट घाय,
सोरठीआ राउत सपराणा न दीध पाछा पाय. ८१
वाला, वाजा अनइ जेठुआ, चुडासमा से आवइ;
असपति सेन समुद्र ऊलटीउ ऊपरि चांपी जावइ. ८२
कटक मांहि हाथी पाखरीआ;पटा दन्तूसलि घाल्या;
वीटऊं नगर;तुरी हणहणीआ; पोलि पाधरा चाल्या. ८३

पाद्रि थका ऊसरीआ राउत; कांइ न लाधउ लाग;
दीधी पोलि. फारुकी चडीआ. म्लेच्छ महलांवि माग. ८४
कटक ऊलट्यां, ढोलध्रसूक्यां. थरहर धरती कांपइ.
करीऊ पराण,ऊठ्या हाथी,तुरक चडया गढ चांपइ ८५
वरती भेल देवकइ पाटणि. पाड्या पोलि पगार.
नगर मांहि जु लङ्का लूसइ खान तणा असवार. ८६
देव तणइ प्रासादि चिहू दसि राउति दीधा हाथ;
करी सनान,धरी सिरि तुलसी,सरणि किउ सोमनाथ. ८७
देव तणइ मढवाइ चुरासी तेह पडाउ थाइ;
वाजी हाक, ऊठ्या हाथी, आव्या चूपट घाइ. ८८
रणि वाउला दोटि उछीना वलति साहमा चाल्या;
करकटीया हबसीए पाखलि फेरी कुंडइ घाल्या. ८९
रोसाला राउत रणि सूझ्या, नडी नाद ऊतारिउ;
अनरथ तणूं मूल बीजइ दीहि माधव महितु मारिउ. ९०
किम गोहरि साहि देवराइ, अङ्गि एतली आहि;
मारी म्लेच्छ मांकडा मूंगल पछइ पड्या रण मांहि. ९१
जे पद नहीं याग नइ तीरथि घणि दानि त्रैलोकि,
सोमनाथनि चाडइ मरतां ते पुहुता सुरलोकि. ९२
पडी भेल प्रासादि देवनइ, भागां कुञ्ची तालां;
हलहल करी पोलि मांहि पयठा, लीयां ढोल कंसाला. ९३

ईडि चढ्या असुर आरहडा, वेगि वावरइ घाण;
पासा तणी पूतली भांजइ, भूमि पाडइ पाहाण. ९४

सांधिइं सांधि जूजई कीधी. घर पाडेवा लागा;
ऊपरि थिका हाथीया घोडा घण तणे घाइ भागा. ९५

परठइ सांगि लागि लोहडानी, प्राण करेवा लागइ;
लिइ लिइ करी बिहू पखि वलगइ, मूठा मूरति नांगइ. ९६

विरूई वात वरतेवा लागी, कलिजुग करइ विलास;
प्रथवी तणूं पीठ मेहली नइ देव गया कैलास. ९७

अलुखानि एहवूं फरमायूं, मढ रहावु सूनउ;
ढीली भणी भूत चलावउ, तिहां करेसिऊं चूनउ. ९८

लोहडा तणी फलक अणावी, वली अणावु गाडा;
सोमनाथनूं लिङ्ग चडावउ आणी ओडां आडां. ९९

काला भूंछ तेडीआ भोई, गाडे लिङ्ग चडाविउ;
आगलि घणी जोतरी त्रीयल, ढीली भणी चलाविउ. १००

आगइ रुद्र ! घणइ कोपानलि दैत्य सवे तिइं बाला;
तिइं प्रथवी मांहि पुण्य वरतावीऊं, देवलोकि भय टाल्या. १०१

तिं बलकाक त्रिपुर विध्वंसिउ पवनवेगि जिम तूल;
पद्मनाभ पूछइ सोमईया! केथऊं करूं त्रिसूल ? १०२

वालां गाम, देस ऊजाडिउ, घणां नगर विध्वंस्यां;
सोरठ मांहि कोलाहल कीधउ, लोक तणां धन लूस्यां. १०३

साहिया लोक बम्भ नइ बालक नारी वरण अढार;
आलइ वाध्रइ हालरां कीधां, बान न लाभइ पार. १०४

बन्दीखानूं साथि चलावीऊं तुरक कर्या तसलीमा;
वाजी सान; खान ऊतरीउ सोरठीयानी सीमा. १०५

वाउ वाइ वेडि दव बालइ, तेह प्रति सिऊं करीइ?
तिणी परि तुरक तरवरा आवइ, कहु किहां ऊगरीइ. १०६

जूनउगढ गिरिनार वुलीउ, काच तणी भूंइ चांपइ;
कांथ, गेहडी अनइ पारकर, ठट्टू थरहर कांपइ. १०७

अलखानि आपणपूं दीठऊं, कीधउ गरव अपार;
वाट पाधरी, मारू वांका, नावइ चींति लगार. १०८

आगइ पातसाह अवगणीउ वाट काहानडि नापी;
तेह रोष हईआ मांहि आणिउ लीऊं सोनगिरि चांपी. १०९

अलखानि एहवूं नवि जाणिऊं जे लागां छइ पाप.
दरिइ दरिइ नवि गोह प्रगटइ, किहां नीसरइ साप. ११०

तीना तेजी तुरक तारवइ बिरद आपणूं बोलइ.
बरगां ढोल नीसाण प्रसूकइ, डगमग डूंगर डोलइ. १११

मारूआडि मांहि कटक पुहुता, भली जायगइ लीधी;
मांहो मांहि बीसी नइ मोटे मलिकि मसूरति कीधी. ११२

करी मन्त्र जलहुरल्यां कान्हड भणी प्रधान चलाविउ;
असिउ कहाविउः-'मांटी थाजो,अलखान गाढि आविउ. ११३

माहरा दल साहामूं कुण मांडइ ? देखि माहरी वात ?
आणीमुहि मइ देस बि लीधा सोरठ नइ गूजराति. ११४

कीधा भूत बन्दि मइ तेरा; करी सजाई आवे,
मांटी हुइ तु घाटउ बांधे, सोमनाथ मेहलावे. ११५

लेई भेटि कइ मिलवा आवे, कइ पुरुखारथ दाखे,
कइ ताहरूं भलपण जाणीसिइ, घर आपणपूं राखे'. ११६

तीणइ दिवसि हूंऊं सुपनन्तर हूंतइ प्रगट विहाणइ.
पाउधारां गंगा नइ गौरी, कान्हडदे इम जाणइ. ११७

पूछइ वात, 'राज किणि दीधऊं ?' काहान भणइ, 'ईशानि'
गौरि भणइ, 'ताहरु स्वामी तेरा ग्रहीउ बान.' ११८

गंगा भणइ, 'ऊठि अजरामर ! अजि विमासण कांइ ?
ताहरा देस मांहि सोमईउ असपति लीधइ जाइ. ११९

एक वार आगइ दैत्य थिकु रामि रुद्र मूंकावीउ;
बीजी वार वली वैरोचनि भगति विशष जणावीउ. १२०

लीजइ मोर विहु ऊडाणे; जाणे काहानडदेउ !
म करि जेड वीर !' इम बोलइ गंगा गौरी बेउ. १२१

॥ राग रामगिरि ॥

बे अबला बोलइ इसिउः असुरि असंभम कीध.
चौद लोक स्वामी ग्रहीउ ते प्राणि पेखतां लीध ! '

विलवइं बे सतीरे ' कीजइ कङ्कण भङ्ग !
ऊछइ नीरि जिम माछिली (तिम) विरह दहइ अह्म अङ्ग.(आंचली) १२२

जे को बन्धन छोडवइ, पातिग छण्डि पूंठि.
वेद वचन अम सांभलां; तूं काहानडदे ऊठि. वि० १२३
छोडावि स्वामी अह्म तणु; मूंगल म्लेच्छ विहण्डि.
कीरति लिइ काहानड ! घणी; तुझ नाम रहइ नवखण्डि. वि० १२४

**पवाडु**

ऊठीउ वीर, मोडीउ आलस, कीधउ सपन विचार.
सोमचन्द्र व्यासिइ इम कहीऊं:—म्लेच्छ तणु करि मार. १२५
सोमनाथनी वाहार करेजे; वली छोडावे बान'.
असपतिना दल थकु तेतलइ गाढि आवीउ प्रधान. १२६
सभा मांहि जई राउल भेट्या, दीधां आसन मान.
कहइ परधान 'काहान ! अवधारु, इस्यूं कहावइ खानः- १२७
' मारी देस सवे ऊजाडिसि, तूं पणि करे पराण.
गढ तलहटीइ सरोवरि आवी अमे देसिउ मेल्हाण. ' १२८
राउल भणइ 'वीर आफणीइं आपणपूंऊ न वखाणइ.
जु पुरुखारथ करी दाखवइ, तु सहूइको जाणइ. १२९
अलखाननि इम संभलावे, अह्मे परगणूं करेस्यूं.'
दिवस एक बिहु मांहि जालवे, दल आवी घाव देस्यूं. १३०

जई प्रधानि खान वीनवीआ:—'हींदू वेढि करेसि'.
खान भणइ:-'सहूइ सज्ज थाउ, ए अछबां दॉउ देसि'. १३१

करी सजाई दीया ददामा बीजइ दिवस विहाणइ.
अलखानना कटक, तेतलइ चांपी गया शिराणइ. १३२

पाखलि कर्या काठगढ खाई, नहीं लगारइ माग,
घोडा हाथी रहइ पाखर्या, किम ल्हेसि लाग? १३३

जयत देवडु, लखण सेवटु, लूणकरण बोलाव्या,
साल्हु नि सोभतु, राउलि लसकर भणी चलाव्या. १३४

सरखे घोडे साथि मोकल्या सातवीस असवार,
दीधी सीख 'जई दलि जाणउ कटक केतलु पार'. १३५

कटक माहि परधान पहूंता, दीठउ दल मेल्हाण.
हेजबनइ बरदारनकीबे मांहि कीधूं जाण. १३६

अलखानि एहवूं फरमायूं 'करउ विच्छेद, म जेडउ,
जे प्रधान कान्हडदे केरा, मुहुलि माहिलि तेडउ. १३७

अलखानि जूजूआ दिवार्या ते सविहूनि अनाम,
सोनां रूपां अनइ सावटूं आप्या तीरी द्राम. १३८

एक भणइ 'कान्हडदे टाली अवर न करूं प्रणाम'.
खान भणइ 'आघा तेडावउ, वरि, म करस्यु सिलाम'. १३९

करी भेटि राउले प्रधाने, पूछइ खान भलाइ,
'कटक तणी कान्हडदे आगलि किसी वात बोलाइ? १४०

द्यु अरदास, पासि तुह्म दीधी जे कान्हडदे राइ.'
कहि परधानः-'खान,अवधारु, किहां अरदास लिखाइ? १४१
जु वैश्वानर टाढु थाइ, पश्चिम ऊगइ दीस,
नारायण वलतु कान्हडदे कहीइ न नामइ सीस.' १४२
खान भणइ, 'कुण कारणि आव्या? कहु तुह्मारूं काज'.
कहि प्रधान, 'राउल आदेसिं कटक जोईइ आज.' १४३
अल्लखानि आयसिं पूंतारिं तताखिण गयवर गूड्या.
वालि तणा तेजी पखराव्या, मुहुल मुहि तेड्या. १४४
तुरक बचा मूंगल करकटीआ, तेहे मांडी हारि.
परधाने सामग्री दीठी कटकह तणी अपार. १४५
कीधी सान खानि मूंगलनइ, सीगिणि परठिउ तीर,
ताणी गयणि पंखिणी वीधी, पेखइ मोटा मीर. १४६
तडंग समेत तेतलइ लखणइ राउति भइसु आहाणिउ,
करिउ विसंध घाइ खांडानइ. अल्लखानि विखाणिउ १४७
पूछइ खान, 'कान्ह घरि केता ताहरि जमलि कहीजइ?'
लखणु भणइ, 'वीर चुवीसइ पूछया व्याज लहीजइ.' १४८
तूटु खान भणइ, तूं हींदू! मागि न; करूं पसाउ'.
कहि प्रधान, 'रीझ नवि लीजइ, लाजइ कान्हड राउ. १४९
एक खांति पूरवु अह्मारी. कटक चिहुदसि जोस्यूं.
मनि जाणेस्यूं वरीसु वीतु, रातीवाहु देस्यु.' १५०

अल्लखानि जण साथि मोकल्यु देखाडि मेल्हाण
घोडा हाथी ऊंट पोठिया वेसरी पूठि पल्हाण. १५१

मलिक तणा जूजुया मरातब मांहि भला झूझार.
दल जोअंतां दिवस आथमिउ, तुहि न आवइ पार. १५२

बंदीवान घणा सीदाता दीठा पाडइ ढाडि;
दीसि अगासि तावडि दाझइ, राति वाइ टाढि. १५३

थान विछोह्यां बालक रोइं दीसइ सरखां दूःख.
आगइ एक टलवलि तरसिइं, बीजी लागइ भुख. १५४

ऍक मांदा ऍक न सकइ ऊठि. ऍक अणुहाण ऊपाडा.
दाणा पांच लहइ नवि खावा. एक तणे पाए लोहडा. १५५

ऍक जूजुयां हालरां कीधां, वाघ्रि वांध्या आलइ;
ऍक छोरू माय बाप विछोह्यां, एक जकडीया गालइ. १५६

करिउ विछोह, जूजुआं कीधां सवि नारी नइ नाह.
बाल वृद्ध टलवलतां दीठां; कटकि ऊछली धाह. १५७

एक भणइ, अह्मे जन्मि आगिलइ हीड्यां किस्यूं अणूरूं;
तुरक पासि पाडीया दैविं, वयरी दीधु पूरु. १५७

कूडी साखि कइ अह्मे दीधी, कइ चडाव्या आल;
कइ जणणी उछंगि रडतां थान विछोह्यां बाल. १५८

गाइ तणां कइ गोयर खेड्यां, कइ लोप्या आघाट;
कइ अह्मे जंगलि मधु लीधा, कहिं कइ पाडी वाट. १५९

कइ अह्मे मॉयबाप न मान्यां, वेद वचन ऊथाप्यां;
कइ अह्मे एकादशी न कीधी. कइ रिखि दान न आप्यां. १६०

कइ अह्मे कुलाचार लोपिया. कइ संभेडा लाया;
कइ घरि आव्या अतिथि न पूज्या. तरस्यां नीर न पाया. १६१

कइ परनारी गमन आचर्या. कीधां पातिग पंच.
खाधां धान रात्रिं अंधारइ. छोरू कीधां वंच. १६२

भर्या सरोवर पालि ऊसासी, तरुअर दीधा घाउ;
देव तणा प्रासाद विणास्या, कइ हरि लायु पाउ. १६३

लाख, लूण; तिल वुहर्या वीक्या, कन्याविक्रय कीधा;
सोम सूर कइ राहु गलंतइ महादान को लीधां. १६४

कइ विश्वासघात अह्मे कीधा, कइ अवगणियां पात्र;
कइ धन प्राणि परायां झूंटी पामर पोख्यां गात्र. १६५

जन्म लगइ जेहनां धन लीजइ तेह चाडइ संग्रामि,
कइ आपणा प्राण उगारिया रूंधिउ मेहली स्वामी. १६६

कइ अह्मे स्वामीद्रोह आचरीउ, कीधां आसवपान;
कइ अह्मे ब्रह्मघात को कीधी, कइ पाड्या बंधान. १६७

कइ अह्मे नीच संग आचरीउ, कनक चोरीआ कापी;
तुरक तणइ बन्धानि पडीआ कहु अह्मे केहइ पापि. १६८

भावि करी नि देव न पूज्या, जीवदया नवि पाली;
अंगी करियां वचन लोपियां, कइ आंहि कान्हरि बाली. १६९

सूप्या द्रोह कइ अह्मे कीधा, कइ छानां विष दीधां;
आशाभंग कइ अह्मे कीधा, कइ धन प्राणइ लीधां. १७०

कइ अह्मे सप्त व्यसन आचरियां, कइ गुरु निंदा कीधी;
कइ अह्मे दीन दया नवि पाली, लांच अजुगति लीधी. १७१

एहवां वचन घामणां बोलइ, बिहू करि पीटइ आप;
'केहा जन्म तणां ईणी वेलां आवी लागां पाप?' १७२

एक भणइ 'एहवु भरूसु जे छोडवसि कान्ह;
कीधु मेल, मिल्या दलि आवी तेह तणा परधान.' १७३

झूरमझूरा करइ, विमासइः—'हवइ जंवारइ आणइ
जउ कान्हडदे नहि छोडावइ, रह्या सही तुरकाणइ!' १७४

इसी वात सांभली प्रधानि वान विगूचतां दीठां;
कटक मांहि डांगरउ फेराविउ, कथन कहाव्यां मीठां. १७५

'पडखउ कटकि करी मेलावउ, कान्ह जेतलइ आवइ;
ऊग्या सूर तणउ जु साचूं, सही वान मेल्हावइ.' १७६

ग्या प्रधान कान्हडदे आगलि, अह्मखान मोकलावी;
'लेस्यूं घाउ, रहेज्यो मांडी, दिवस बिहु मांहि आवी'. १७७

जइ प्रधानि जाल्हुरि कान्हड कटक सरूप जणाविउ;
'पाटण थिकु देव सोमईउ ढीली भणी चलाविउ. १७८

कटक सनाहु, हाथी, घोडा, साहण संख नइ पार,
गूजरात, सोरठीआं माणस झाल्यां बाल अपार.' १७९

करी प्रतिज्ञा राउल कान्हड 'हवइ तु जिमीइ धान';
मारी म्लेच्छ देव सोमईउ अनि छोडीइ जु बान.' १८०

लेख लिखाणा, आयस दीधा, फिरइ देसि उपल्हाणा;
करी सजाई पुहुरि पाछिलइ तेड्या राउत राणा. १८१

राजवंश छत्रीसइ मिलिआ, खांडा लाख बि च्यारि;
एक एक पांहिइं सपराणा जेह भुजि नावइ हारि. १८२

पाणीपंथा खुरासाणी नइ एक तुरकी तुरंग;
सूडापंखा नइ किहाडा एक नीलडा रंगि. १८३

पंचवर्ण तेजी पाखरीआ, कंकूरोल पल्हाण;
सोना तणां सांकलां पाइ, हणहणीआ केकाण. १८४

प्राणि खुरतलि धरती खूंदइ. एक न मानइ साट.
वारगीरि तेजी दिवराणा, चालइ ऊवट वाट. १८५

सावलोह पाखर नइ चामर, घणी घूघरी खलकइ;
पाणी तणी ढलकती चालइ नीचां फूमत फरकइ. १८६

आंगां, टोप, रंगाउलि, खांडां, खेडां, पटा, कटारी,
सींगणि, जोझ, भली तरूयारी लीजइ सार विसारी. १८७
छत्रीस इ दंडायुध लीधां, पडण पडियां तिणि वारि;
आशापूरी शक्ति कर जोडी राउलि करिउ जुहार. १८८
पूजा करी चंदन नइ कुसुमिं राउत पाइ लागइ;
'आशापूरी ! कान्ह जीपाडे' कही आशिका मागइ. १८९

चुपई.

आशापुरी आशिका आपी. त्रंबकि वाजी सान.
ढोल धसूकइ, डूंगर कांपइ, चडीउ राउल कान्ह. १९०
ऊपरि थिका सांचरि साहण वेगि पुहुता वाटि;
नइ वाजी, धमधमी धरणी, तरवरीआ तल्हाटि. १९१
जइत देवडु करइ वीनती, 'वीडा करउ पसाउ;
राउल कान्ह! प्रतापि तुह्मारइ अह्मे जई लेसिउ धाउ.' १९२
मानिउ बोल, देइ सीखामणि इम कान्हडदे राइ;
'पइसी प्राणि असुर मारेज्यो, रखे हसारथ थाइ.' १९३
कटक ऊपडां करी ददामा, वढशि जई तुरकाणइ;
आव्या हेरु, वात जणावी, छइ मेहलाण सिराणइ. १९४
'करीइ केडि, तरकाणा पूंठि ए जाएसि दूरि;'
पूंठिइ मिल्या तारव्या तेजी जई आथिमतइ सूरि. १९५

दीवी सहॅस्स वि च्यारि करावी नइ वजव्या रणकाहल;
कटक थऊं ऊगमणइ पासइ, कीधूं झाकझमाल. १९६

जांगी ढोल सातसइं वाजइ बीहामणां नीसाण;
मांटी सवे मूछि वल घालइ, कायर पडइ पराण. १९७

बीजी फोजि मालदे राउल गिउ आथिमणइ पासि;
पीठा कटकि, काठगढ भाजी, चूकॅां रह्या ते नासिइ. १९८

पडी भेलि, बुंबारव वरतिउ, हींदु कीधी हाक;
ऊडी ऊंघ, तुरक दशमुहव्या काने पडॅाया ढाक. १९९

गमे गमे दीसइ अजूयालां ! म्लेच्छे छांडी छाक;
आपोपइं ऊठइ असमुहिया, कटकि पडयु बलकाक. २००

ऊंचे हाथि धाह पुकारइ, बोलावइ किरतार,
'आणी वार किम्हइं उवेलइ, करे अल्लारी सार !'. २०१

जरहजीण लेवराइं अवलां आंगा, सिंगणीॅ, बाण;
उतावलि घलाइं अवलां तेजी पूंठि पल्हाण. २०२

कीधी खवारि खानजी आगलि, एहवूं कहइ खवास;
'फेॅरीॅ वेढि दलि हींदु आव्या ! लसकारि पडीउ त्रास !' २०३

अलखानि हाथी पखराव्या, पल्हाणाव्या तोखार;
हलहल करी भणी अजॅूआलां सांचरीॅआ असवार. २०४

आप पराया विगति न लाभइ ! दुहदसि हींदु आवइ;
बइठी मूठि म्लेच्छ मारंतां ! खांडाना घॉउ फावइ. २०५

तीना तुरी ऊठविइ राउत, भला वावरइ भाला;
माझिम राति म्लेच्छ मारतां दुहदासि हींदू भाला. २०६

सपराणा सींगिणीं गण गाजइ, तीन्हा तीर विछूटइ,
जरहजीण आंगा वीधी नइ अंगि सूंसरा फूटइ. २०७

अंगोअंगि पटे अणीआले प्राणिइ पाखर फोडइ;
खांडा तणे घाइ सपराणे सांधिइ सांधि विछोडइ. २०८

रणि राउत वावरइ कटारी. लोह कटाकटि वाजइ;
तुरकह तणा पाखरीआ तेजी, ते तरुयारि भाजइ. २०९

माल तणी परि बाथि आवइ, प्राणिइं विलगइ, झूंटइ,
गडदा, पाटु, डोट वजावइ, भडइ प्रहारइ मोटइ. २१०

ऊपरि था पूंतार विछूटइ, भूतलि भाजइ पाउ;
वाढइ सूंढी, ढालिइ ढांचा, धरणि ढलइ नीहाउ. २११

भाजइ कंध, पडइ रणि माथां, धगड तणां धड धाइ;
मांहोमांह मारेवा लागइ, विगति किसी न लहाइ. २१२

दोर सिराचा फेरी पाडइ डहिलीना बंधान;
वाढि चंब जूजुआ गाला अनइ छोडाव्या बान. २१३

ऍक नाठा जाई दशिमुहड्या, ऊडी वीवीँ अपार;
करसि केडि 'मोरसि हींदु !' ऊवेले किरतार. २१४

घोडा हाथी ऊंट पोठीया सवि ऊदाली लीधा;
सादल सींह मलिक वे मोटा बंदि जीवता कीधा. २१५

अल्लखान एकलु ज नाठउ जे हतु सपराणु;
सादी मलिक ऊंबरउ मोटउ, ते रणि—क्षेत्रि मराणु. २१६

हींदुए मारीथल कीधउ, पग मेल्हणु न जाइ;
लोही तणा प्रवाह उलटीया दीसइ व्याहणा मांहि. २१७

बीजइ दिनि राउति रण सोधिउ, दीठां पड्यां पल्हाण;
हाथी तणी पांजरी भागी, धरणि ढलिया केकाण. २१८

खेडां खांडां पडियां जूजुयां भाला सींगिणि कटारी;
भागे कणसे पडि तरुआर्धु म्लेच्छ मांकडा मारी. २१९

कंध कंबध पडिआ रणि दीसइ, कीधु कचरा वोह !
सोमनाथ मूकाव्यु राउलि पखइ पखालिआ लोह. २२०

नवि लाख जु वाल मूकाव्या, वरतिउ जय जयकार!
'धन्न धन्न राउल कान्हडदे कान्ह तणउ अवतार !' २२१

चुपई.

चाहुआण कुलि पुण्य अपार, पुण्यइ म्लेच्छ करिउ संहार;
पुण्य विचार जे जाणि सहू, इम संखेपि प्राकृत कहू. २२२

पुण्यइ एक आरोगि पान, पुण्यइ घरि संपजइ निधान;
पुण्यइ हुइ सकुलिणी नारि, पुण्यइ रेवंत बझइ वारि. २२३

पुण्यवंत नइ सहुको नमइ, पुण्यहीण नर भूला भमइ;
पुण्यइ रोग न आवइ अङ्गि, पुण्यइ पुरुष रमइ मनरंगि. २२४

पुण्यइ अङ्ग न आवइ रीस, पुण्यइ सहू दीइ आसीस;
पुण्यइ वाह्लां नहीं वियोग, पुण्यइ हुइ सजन संयोग. २२५

पुण्यइ पहिरइ वारु चीर, पुण्यइ हुइ फूटरां शरीर;
पुण्यवंतना दुष्कृत टलइ, पुण्यवंत नइ चामर ढलइ. २२६

पुण्यवंत सरि छत्र धराइ, पुण्यवंत नवि पाला जाइ;
पुण्यइ मयगल बझइ बारि, पुण्यवंत नवि आवि हारि. २२७

पुण्यइ हुइ नवनवा रंग, पुण्यइ सुणीइ वेणि मृदंग;
पुण्यइ सुईइ तलाई खाट, पुण्यइ बोलइ कीरति भाट. २२८

पुण्यइ घरि नवि खूटि धान, पुण्यइ हुइ पुत्र संतान;
पुण्यइ करी रा दीइ मान, पुण्यइ हुइ पाधरा प्रधान. २२९

पुण्यइ धरीइ सोनां सार, पुण्यइ पहिरीइ मोती हार;
पुण्यइ पामीइ विद्या वली, पुण्यइ हुइ कीरती ऊजली. २३०

पुण्यवंत घरि त्रिणि वार, अट्ठोतर सत मंगलाचार;
पुण्यइ सुखि नवि कडूउं चवइ, पुण्यवंत पृथ्वी भोगवइ. २३१

पुण्यइ पुण्य करि आदरि, नितु दीवाली पुण्यइ करी;
जे जे आण्या वानर वीर, पुण्यइ पत्थर तरीया नीर. २३२

पुण्यइ अणयुगतूं संभवि, रामि राक्षस मार्या सवि;
कौरव कूडि न सीधूं काज, पुण्यइ पांडव पाम्या राज. २३३

पुण्य प्रसंसा पुहुविं करी, पद्मनाम पंडित विस्तरी;
कान्हडदे नइ पुण्यइ करी, जगि जय दीधु आश्यापुरी. २३४
वल्यां कटक आणंद्यु सहू, कीरति बोलइ बंदाणि बहू;
नगर भणी सांचरीउ राउ, ततखणि वलि नीसाणे घाउ. २३५
भेट्या रूद्र न्हलाई खेव, नगर भणी पधराव्या देव;
जीतु कान्ह वात इम सुणी, नगरलोक दि वद्धामणी. २३६
मदन भेर भुंगल भरहरइं, वर्ण अढारइ जयजय करइं;
तलिया तोरण सवि झलहलइं, नगर मांहि गूडी ऊछलइं. २३७
फल्या मनोरथ पूगी आस, ठामि ठामि देवराइं रास;
नारी करइ लूण लूछणां, नगर मांहि मांड्या पेखणा. २३८
मारगि नवां पाथरीई चीर, फूल पगर परिमल अबीर.
पद्मनाभ कवि इणि परि भणइं, आव्या राय नगर आपणइं. २३९
बीजा छइ जे राणा राय, आप आपणि ऑवासे जाय;
खांडव दि चासणी नइ खाण, वाली लेईं बांध्या केकाण. २४०

सविकह हईयडि हरख न माय, मांहिलि मुहलि पधारइ राय. २४१

**राग धन्यासी.**

मांडवि मिलइ सुहासणी, सखी, ऊढणि नवरंग घाट कि,
जाई सहीय वधामणी, हईयडलइ हर्ख न माइ कि. जीतु सही.
आंचली. २४२

हार निगोदर बहिरखा, सखी, नेउर रणझणकार कि. जी. २४३
त्राट करु करि कनकमइ, सखी, मोतीडे पूरु चूक कि. जी. २४४
तिलक करु कुंकम तणां, सखी, ते रंगि राउ वधावु कि. जी. २४५
असुर दली घरि आविउ, सखी, शंकर छोडीउ बंध कि. जी. २४६
कान्हडदे जीवे घणू, सखी, बेलिइ मालदे वीर कि. जी. २४७

**चूपई.**

सरसां संबल नइ पहिरणां, पाछां बान चलाव्यां घणां;
माणस तणां वर्ण अढार, परूयां तणा न जाणूं पार. २४८
अबला विप्र दीइ आसीस, कान्हड प्रतपे कोडि वरीस;
सोमनाथ आराधइ कान्ह, नितु नितु पंचामृतइ सनान. २४९
पूजा तणां सोल उपचार, चंदन तिलक कुंकम शृङ्गार;
नितु नितु पूजा हुइ नवनवी, सहु जुहारइ भगति करी. २५०
नवखण्डि कीरति विस्तरी, कान्हडि वात असंभम करी;
नरकपात उवेलइ जेह, मोटा संकट छोडिउ तेह. २५१

एक तणा बंधव भरतार, एक तणा फूटरा कुमार,
जे जे हता रणि वाउला, एक तणा मार्या माउला. ९

अलखाननि दि सवि स्याप. एक तणा मार्या रणि बाप.
सांथ बइसणे पडीया वाट, नगर मांहि देवराणां हाट. १०
एका एकि सणीजि सगि, चालि वात पातसाह लगि;
आव्या जे जीवंत निदानि, ते तेडी पूछया सूरताणिः— ११
"अलखान एवडु भडवाउ किम चहुयाणे दीधउ दाउ ?"

बोलइ तुरक दयामणि सादि, आगलि रह्या करइ फरियादिः— १२
'वचन अवधारु, असपति राय ! जे जे वीतु लस्कर मांहि;
खोजा सीदा, मॉरिया खानि, नव लाखइ छोडाव्या बान. १३
मीरां ल्वार खान खवास सैद मलाणे लीधा घास;
बांद गुलाम सवे तिणिवार समरंगणि मार्या बरदार. १४
हण्या हबसी खांडानी धार, मूगल बचा नवि लाभइ पार.
हाथीं सवे ऊदाली लीया. तेजी ताखति छंडावीया. १५
ऊदाली लीधां हथीयार. खान तणा लूस्या भंडार.

वात वात छेह करि सलाम, 'केता मलिक न जाणू नाम;
एक मना मारइ रजपूत, हींदू तणु छोडावु भूत.' १८

सुणी वात रणि कीधउ रोल, पातसाहि नाखिउ तंबोल;
सलतानी घोडा हाथीया कान्हडदे ऊदाली लीया, १९
मीर मलिक मारिया रणि मांहि, इसी वात देसाउरि जाइ.
ढीली नवि विइसइ दीवाण. बाहरि मुह न दिइ सुरताण. २०
अलखानि वणसाडउ काज, कटक मरावी आविउ आज.
करइ वात इम सारु राज, 'अलखानि जो आणी लाज. २१
इसी वात बोलइ प्रधान, 'रखे मुहल मांहि आवइ खान,
अलखानि वणसाडिउ काम, पातसाहनु लूण हराम!' २२
....	....	....	....
अलखान तणु जाणी दोस, पातसाह मनि आणिउ रोस. २३

## पवाडु.

पातसाह मनि वात विमासी नाहर मलिक बोलाविउ;
साथि थिकु भोजलु खांडाधर मुहल मांहि तेडाविउ. २४

करी मसूरति देई सीखामणि, 'नामजाद लिउ साथि;
मारुआडि ऊपरि दल नूंध्यां. बीडऊं ऊडउ हाथि.' २५
मोटा मलिक सवे तेडाव्या. 'साहण करउ सजाई,
सोनगिरा सिउं विग्रह मांडउ, मारुआडि मांहि जाई. २६

पाणी घाल चलावउ साथि, सोबति वाहु अपार;
आपापणा मरातब लेयो, मांहि भला झूझार. २७

नामजाद लइ मयगल माता, लिउ साहण सपराणूं,
साथि घणूं पाइदल पालउ, वेगि दीउ पीयाणूं. २८

करी कूड नइ जाई लेओ मारुयाडिनूं पासऊं;'
पातसाह एहवुं मुखि बोलइ, 'वलि रखे हुइ हांसऊं.' २९

'करसिउ काम . विछेदि जाई, अल्ला आएस परमाण.'
नाहर मलिक पातसाह केरूं सिरि किधूं फुरमाण. ३०

हल हल करी कटक सामग्री, भलं महूरत लीधूं.
करी सलाम वालिउ सहू पाछउ, पछइ पीयाणूं कीधूं. ३१

'पातसाहनी आण न मानइ, हइइ करइ पराण
सामतसी राउलनु बेटउ कान्हडदे चहूआण. ३२

जालहुर गढ विसमु अछिइ, लेसिऊ प्राणि मारी,
कि तलहटीइं घोरि जि पयसऊं, पणि नवि आवूं हारी.' ३३

बोलइ बोल मलिक सपराणा, भडतां किमइ न भाजइ;
कीधूं कूच, ऊपडियां साहण, ढोल ध्रसूकइ वाजइ. ३४

भागां झाड, बीड थिउ पाधर, कादव कीधूं पाणी;
डूंगर तणा सिखर जिम चालि तिम हाथी सरताणी. ३५

तरक तणा देस ऊतारिया वाजंते नीसाणे;
वुली वाट, घाट, गिरि, कंदर कटक गया समीयाणे. ३६

रीसॉविउ राउल भत्रीजउ तहिं लगि छइ थाणि;
सांतल सिंह तणी परि गाजइ सबल वीर समीयाणि. ३७

जाणी वात देसि दल आव्या; बूंबइ बूंब सुणीजिइ;
सांतल भणइ, 'करु मेलावउ, जई चूपट घाउ लीजिइ.' ३८

जोइ वाट राउल कान्हडदे, ' अजि नगर को नावइ;
कटक भणी तु वाहारि चडीइ, जु सांतल तेडावइ.' ३९

खित्री तणु तेज सपराणु सांतल करइ विहार;
गमां गमां मेलावि आवइ जेह भला झूझार. ४०

करी सजाई सहु सांचरिउ; पाखरीया तोखार;
जरहजीण, कोठा, रंगाउलि, वली लीया हथियार. ४१

नाहर मलिक तणि दलि मिलीया मंडोहारि चहुआण.
हुऊं जाण जे हींदु आव्या, खलभलीऊं मेहलाण. ४२

भडिया कटक, रणि काहल वाजइ, भाजइ खांडाधार;
सांतलसींहिं सइंफलं जीतूं, मारी म्लेच्छ अपार. ४३

नाहर मलिक उसरिउ पाछउ, हूई असंभम वात.
तुरक तणा ऊदाली लीधा तेजी सइ छइ सात. ४४

मारी तुरक नि अधलं कीधूं, मचकोडयूं तुरकाणूं;
द्रुडी नि छोडाव्या हाथा, वेडी गया विहाणइ. ४५

घोडा सवि जाल्हुरि मोकलिया सरसां संबल देउ;
सांतलसिंहइ सइंफलं जीतूं, हरखीउ कान्हडदेउ. ४६

'वली मलिक सूडीनि आव्या, देखु करु हमारु.
एक वार वरांसु वींतू; वली अह्मो किम हारु?' ४७

समीयाणइ गढरोहु कीधउ सांतल न करइ जाण;
बीजे राउति तेडाव्या कान्हडदे चहुआण. ४८

सवा लाख खांडायत सारिसु, पाखरीए केकाणे,
समीयाणइ राउल कान्हडदे आव्यु छडे पीयाणे. ४९

एकइ गामि ऊतरिउ सांतल घणु मेलावु लेअ.
बीजइ गमइ कटकि जई विलगु राउल कान्हडदेअ. ५०

गमि गमि मारेवा लागा, मलिक सवे वाचि कीधा;
अंगोअंगि बिहु दल साह्मा मलिकि उथला दीधा. ५१

सींगिणि गण सपराणा गाजइ; साह्मा आवइ तीर;
ऊडइ लोह वीज जिम झबकइ; भडइ मोटा मीर. ५२

बिहु गमइ बलवंता हिंदू, वूढि एक ज धार.
बीजा मलिक केतला कहीइ, मार्यु मलिक नहार. ५३

राउत मांहि घणु सपराणु सींघल कुलि सपराण
भलु भिडि साहु रणि चाल्यु, सुहडइ छांडयु प्राण. ५४

आज लगइ सहुइको जाणिइ, समरंगणि सपराणु
भडकमाड भोजलु खांडाधर ते रणक्षेत्रि मराणु. ५५

जीता तणी वधावी वाजी, मीर मलिक सवि मार्या.
भागां कटक राय चहूयाणि, तु जालहुरि पधार्या. ५६

जाणी वात, सांढीइ आविइ, 'जे हुता सपराणा,
नाहर मलिक भोजलु खांडाधर बे रणक्षेत्रि मराणा.' ५७

इसी वात सांभली सुरताणि 'जे चाहुयाण जीतु;
नाहर मलिकि तिसी परि कीधी, अल्लखानि जे वीतु.' ५८

वारइ वारइ हारि सांभली ततखिणि हुइ हेराण,
'क्या बलाइ ऊठी तुरकाणइ' इम बोलइ सुरताण. ५९

मलिक नेब नि मलिक खानजिहां ततखिणि मुहुल मझारि,
कमालदीन नि मलिक अमादल तेडाव्या ए च्यारि. ६०

माहिलि चूकि मसूरति वइसी वात करेवा लागा:—
'जे जे मलिक कटक लेई जाइ, ते चहुयाणे भागा.' ६१

पातसाह मूछि वल घाली विसमा बोलि बोल:—
'जे को माहरी आण न मानइ, चूकइ ठाम निटोल. ६२

गौड, चौड, गाजणूं, कनूजूं, मरहठ मि वसि कीध.
लाडदेश नि सिंधु सवालख, गूजर, सोरठ लीध. ६३

मइ लीधां मालव, चंडेरी, मांडव, सारङ्गपुर,
रणथंभर, चीत्रोड भला गढ, वली लीउ नागुर. ६४

पूर्व दिसिं जिमणपुर, मथुरां, वली ते अंतरवेध,
मइ काकपुर, भोजपुर, डीसा प्राणि चांपी लीध. ६५

पूर्व सागर लगइ कटक लेई आगइ दीऊं पीयाणूं.
मइ ठुडी रा देस छंडाव्या, तिहां अह्मारूं थाणूं. ६६

हींदुस्थानी अनइ पंडुआ, वली जालंधर लीध.
मइ कास्मिर, कामरु, हिमाचल चूल लगइ वसि कीध. ६७

खुरासाण मइ खुरतलि खुंधुं, प्राणि लीउ निधान;
मइ मारी मूंगल दल भागां. लीउ उच, मुलतान. ६८

चीण, भोट, दंडूर देसपति ढीलीं ऊलग आवइ;
ढोरसमुद्र लगइ मुडुधा अह्म घरि दंड लई आवइ. ६९

कलवरगुं अनइ आनागूंदी, वेदर, देश तिलिंग,—
वुहरि सोनां, पान जिहां वुहरइ, वाणी बोलइ चंग— ७०

एन्ही भूमि विषम मइ चांपी खांडा प्राणि लीधी;
देवगिरु राऊत रामदे तेणइ बेटी दीधी. ७१

उडणभमरी मांहि विसमा दरीया भीतरि बेट,
सींघलद्वीप तणु जे राजा, हाथी पूरइ भेट. ७२

कूंचि, कलहथ, जावा बंदिर, हिरमज विसमा ठाम,
तेह तणा माल घरि आवइ, अह्म घरि करइ सलाम. ७३

सेतबंध रामेश्वर सुणीइ वानरि बांधि पाज,
वरतइ आण, तिहां जण माहरा, इस्यूं अह्मारूं राज. ७४

विषम दुर्ग मइ सवि पालटीया, भरतखंड भडवाउ;
जालहुर गढ विसमु सुणीइ चाहुआणनूं ठाउ. ७५

आगइ वार बिच्यारि हराव्या तुरक, न लाधु लाग.
मोटे राजि लाज अह्म आवी, हवूं हईइ वयराग. ७६

आणी वार जालहुरि जाई नइ तेज अहमारूं दाखूं;
कइ सोनगिरु पालटु प्राणि, कइ अह्म आयुध नाखूं. ७७

पातिसाहि जु करी प्रतिज्ञा अनइ दिउं फुरमाण.
'पाटण हूंतु खान तेडावु' इम बोलइ सुरताण. ७८

कासिद तेडी छडे पीयाणे पाटण भणी चलाविउ;
थाणदार जु साहमु आवी सिरि फुरमाण चडाविऊं. ७९

वांचिउ लेख, सजाई किधी; तेडाव्या सोनार.
सोना तणु करावइ मंदिर वारू पोलि पगार. ८०

बावन मण सोना तिणि लागा. खालि सरिसु लीधऊँ;
ढीली नयरि जई नइ भेटइ पातसाह भल दीधऊँ. ८१

चिहु गमइ ऊपल्हाणा धाया पातसाह फुरमाणि,
राणा, राय, मलिक, मुड्डधा, खान बोलावी आणि. ८२

गमि गमि सहुइ दल आविउ. चडी चाल्यु सुरताण;
जिहां मुकाम दीइ, तिहां रुंधइ सात कोश मेल्हाण. ८३

हाथी सहिस बि च्यारि पाखर्या, घंटा, घूघरमाल,
पाए सांकला करइ खलका, कुंभस्थल सुविशाल. ८४

श्रावण मासि ऊनया दीसइ जेम्हा काला मेह
गयवर ठाठ चालता दीसइ; जोतां नावइ छेह. ८५

सालीहोत्र जेहनी कसूटी, तेम्हा कोडि केकाण.
गठ जालहुर भणी सांचरीउ सवे दलि सुरताण. ८६

भोइ, मेहर अनइ ठाठीया, चालइ काहर, कमाणी;
च्यारी सहस साथि सांचरीया वहइ पखाली पाणी. ८७

त्रीस सहस कटकीया वाणीया साथि वस्तु चलावइ;
गाडे चडी चालती घाणी घांची खेडता आवइ. ८८

मोची, गांछा नइ सतुआरा, साथि चालइ माली;
दरजी, बाबर, ऊड चालीया, च्यारि सहस तंबोली. ८९

बगनीगरा कावडि चालइ. भाठी वहइ खमार.
पांच सहस चालइ भठीयारा. घाटघडा लोहार. ९०
सवि सिलावट सांचरइ साथि. छोह वहइ चूनारा.
चालइ वुहरा कागलकूटा. हीर तणा तूनारा. ९१
लाख बि च्यारि वाणजू चालि. बार लाख उलगाणा.
करकटीया, हबसी, भाथाइत, फरसीधर सपराणा. ९२
दल चालंतां धरणी कंपिइ, शेष न झीलइ भार.
सायर तणा पूर ऊलटीयां जाणे रेलणहार. ९३
बरगां, डुंडि, नफेरी वाजइ साथि सहस अढार.
जांगी ढोल, नीसाण ध्रसुकइ, सुणीइ जोयण बार. ९४
पडइ त्रासि भडवाउ तरकने देस दहोदसि नाठा.
घणा दिवस दल मारगि चाली मारुआडि मांहि पइठा. ९५
झाझा नीर, सरोवर मोटा, दीठा बारु ठाम;
पहिला दल समीयाणि आव्या; कीधु पाद्रि मुकाम. ९६
असपति राय इस्यूं मुखि बोलइः—'आ गढ लीजइ धुरि;
पाडी भेलि मेहलीइ थाणु, तु जईइ जाल्हुरि.' ९७
लोक सवि नासी गढि चडिया. तुरके तलहटी रुंधी.
गढ उपल्यूं रहठाणूं वारु, भली सजाई कीधी. ९८

साठि वरस वावरतां पुहचइ कण तणा कोठार;
समीयाणे सांतल सपराणु, मांहि भला झुझार. ९९

सूकां खड, चणा नि कोरडी, पूली कडब अपार.
पांच सहस सांतलनी वालि बांध्या चरि तोखार. १००

काठी, लूण वरस सु पुहचइ. ऊपरि भली सजाई.
पहिलइ पुहरि, बिपुहुरे, सांझइ पडइ साद भुंजाई. १०१

पांणी भर्या सरोवर ऊपरि नीठइ नहीं लगार,
जु आकाशि मेघ उलीचइ, तु हि न आवइ पार. १०२

गिरि ऊपरि गढ थाहर विसमी. विसमी पोलि पगार.
ऊंचा कोठा, घणी फारकी, वली ति विसमा मार. १०३

चडी त्रिकलसइ सांतलि जोयूं, दीठऊं दल सुरताणी;
गढ तलहटी सरोवर पालि हाथी बांध्या आणी. १०४

ठामि ठामि साबान, सराचा, डहिली नइ एकचोई.
ऊंचे थांभे बारगइ दीसइ, तेह तणी परि जोई. १०५

ऊंचा नेजा, घणा मरातब, जोतां पार न आवइ;
सांतलनइ मनि साहण देखी मोटऊं अचिरज भावइ. १०६

कटक तणी सामग्री दीठी, सांतलि कर्यूं वखाण:—
'धन्न धन्न दिन आज अह्मारु, जे आविउ सुरताण !' १०७

कोठइ कोठइ कर्यां रखोपां. मोटा गडा चडाव्या.
चाहूआण चिहु पासे भीतिं भला यन्त्र मंडाव्या. १०८

ऊतावली ढीकली ऊपरि पासे मांडी मूकी;
आपापणे ठामि सहुइ नितु रातिइ जाइ चूकी. १०९

ऊपरि थिका ऊतरइ हींदू, वलगइ रातीवाइ;
दीहइ वली सइफलं मांडइ, आवइ चूपट घाइ. ११०

नितु नितु सूंडी नइ गढि आवइ साव दलि सुरताण.
नितु भडइ राउत रोसाला नि सांतल चहुआण. १११

हींदू तुरक पडइ पोसाता. नितु नितु वेढि ऊतारइ.
नितु ऊठवइ ऍकमना राउत, रोसि चड्या रणि मारइ. ११२

वानर तणी परि झडपी नइ एक चडइ गढि धाई.
माझिम राति कोट उपरिथी आवइ कटकि हवाई. ११३

ऊपरिथी ढीकली ढालइ. लोढीगडु वछूटइ,
हाथी घोडु आडु आवइ, ते मरइ विण खूटइ. ११४

ईणी परि जालवइ हींदू हठि चडयू सुरताण;
वरस सात कर्यु गढरोहु; छंडाव्यु चहुआण. ११५

गढ ऊपरि नितु हुइ पेखणा, सुणीइ वेणि, मृदंग.
नितु उच्छव, नितु पात्र ज नाचइ, नितु नवनवा रंग. ११६

चडी त्रिकलसइ सांतल बयसइ, चिहु पखि चामर ढालइ.
कटक मांहि सिंहासनि वइठु पातसाह निहालइ. ११७

पडइ साद, सारही तेडाणा, बोलइ असपति राउः—
'गढ ऊपल्यूं पेखणूं भाजइ आपु बहूत पसाउ'. ११८

मलिक अमादल केरुं वंदू नाम हवाखु मीर,
पाट्ट वांधी जु शर नांखइ, तु हिं न चूकइ तीर. ११९

सींगिणि तणां वि कोसां मेली प्राणि तीर विछूटु,
हस्ति धरी सोल्ही नइ वाजइ अङ्गि सूसरु फूटु. १२०

पडि धरातलि, ऊसरु भागु. रोसि चडिउ चहूआण.
सांतल भणि:—'सारही तेडु, जे अ न चूकि ठाण'. १२१

रामसीह राउत रोसालु ततखिण मागइ बीडुं;—
'सांतलसीह! प्रसादि तुह्मारि म्लेच्छ इहांथु फेडुं'. १२२

लीउ बाण, सींगिणि गण परठिउ, लाखंतां गण गाज्यूं,
मीर हवाखा कंध विछोडी, बी लख खाटी वाज्यूं. १२३

दीठु तुरक पडिउ सुरताणि, ततखिण छांडयूं ठाण.
मग्ग तणा भुइ सहूइ वीहइ, 'वली आवेसि बाण!' १२४

तुरक चडी गढ साह्मा आवइ ऊठवणी असवार.
साह्मा सींगिणि तीर विछूटइ. निरता वहइ नलीआर. १२५

चव्वडं-चावडं-चाअड-चाडु. पुहुता-પોંચ્યા-ગયાં. सुर-
लोकि-દેવલોકમાં-સ્વર્ગમાં.

૯૩ हलहल-કીકિયારી. तुमुलम्मि कोउए हलहलं । જૂવો दे०
ना० मा० हलहलओ तरा । पाइअलच्छी-कंसाला-
મોટી નોબતો.

૯૪ इंडि-ઈંડે-કળસ. सं० अण्ड. आरहडा-જૂવો. का० प्र०
૧-૪૮ ની ટીકા. पासातणी બાજુ ઉપરની.

૯૫ पाडेवा-પાડવા. સરખાવો करेवा, वरतेवा. हे० व्या०
८-४ । अप० का० प्र० १९६. તેમ જ જૂવો "અધર
અમૃત રસપાન કરેવા મુખસુ મુખ મેલાવાં રે-બાઇતારે"
નરસૈં મ્હેતો. અપ્ર-કા-પુ-અં-પ; અને "તમ દીઠે દાઢ ગલે
મહા સતીઆ અમે અભિમાન ધરેવા; નરસૈંયાચા સ્વામી
સંગ રમતાં ભવસાગર તરેવા" અપ્ર-કા૦ પુ-અં-૬. આ
રૂપને માટે જૂવો ભાલણની કાદબરી. કે. હ. ધ્રુવની ટીકા
પાનું ૨૧૪-૨૧૫. धर-મુખ્ય-મુખ્ય દેવળ. ऊपरि थिका-
ઉપરથી. ઘુમ્મટમાથી પત્થરના હાથી ઘોડા ઘણને ઘાએ ભાગ્યા.

૯૬ परठइ-મુકે-તળીએ રાખે-નીચે ભેરવે-तालिमं पठुंच तलं०
पाइअलच्छी० सांगि—સાંગ—નરાજ. लागि—લાગમાં-
કાઢવામા સુલભ થાય એવી જગાએ. प्राण० બળ. लिइ लिइ-
લ્યો-લ્યો કહીને. મજૂર વગેરે કામ કરતાં હૈસાં ઇ૦ બોલે છે
તેમ લ્યો-લ્યો કહીને. पखि-પડખામાં. मूढा-કચ્છી૦ મૂઠો.
सं० मूष-मंठो सण्ढे दे० ना० मा० मंठ-શઠ-લુચ્ચા-
બદમાશ-શઠ. पाइअ सद्दमहण्णवो. नांगइ-ભાગે છે.

૯૭ विरूई-વરવી-ભૂડી-ઉલટી. वरतेवा-થવા-વરતવા. कलि-
युग-विलास-કળિયુગ પોતાનો દોર ચલવી રહ્યો છે. पीठ-
પૃષ્ઠ. देव-મહાદેવ.

૯૮ रहावु-( Casual-imp-sing )-રાખો. भूत-મૂર્તિ-ભૂત. करेसिउ-કરીશું. चूनउ-सं० चूर्णम-प्रा० चुण्ण-( हे-१, ८४; वि. पा. १, २; पाइअ सद्दमहण्णवो ) ચૂનો.

૯૯ फलक-પાટ. अणावु-અણાવો-મંગાવો. लिङ्ग—મહાદેવની વગર ઘડેલી મૂર્તિ-બાણ.

૧૦૦ कालाभूछ-કાળાભૂંશ-કાળામેંશ. जोतरी-જોડીને त्रीयल-ત્રેલીઆ; તરીલાં; ત્રણ જોડ બળદનું જૂથ.

૧૦૧ तिइं-તે. सवे-સરવે. वरतावीऊं-વર્તાવ્યું, ફેલાવ્યું.

૧૦૨ बलक्काक-બળવાન. त्रिपुर-ત્રણ શહેર. દૈત્યોએ બનાવેલાં ત્રણ માયાવી નગર. સોનાનું, રૂપાનું અને લોઢાનું એમ ત્રણ અતરિક્ષમાં ફરતાં શહેર. એ શહેરનો માલીક દૈત્ય, ત્રિપુરાસુર. શિવે દેવતાઓની યાચનાથી એને મારી નાંખ્યો હતો. विध्वंसिउ-નાશ કર્યો. तूल-તૂર. આકડો-સમડો વગેરેનું રૂ. सोमइया-સોમનાથ. केथऊं-ક્યાં-શું. સરખાવો પારસીઓમાં અને સુરતમાં વપરાતુ રૂપ-કેથું. त्रिसूल-ત્રિશૂળ. सं० ત્રણ ભાલોડાંવાળું આયુધ. શિવનું ખાસ આયુધ.

૧૦૩ ऊजाडिउ-ઉજાડયો-ઉજ્જડ કર્યો. विध्वंस्यां-પાયમાલ કર્યા. लूस्यां-લૂટયાં.

૧૦૪ आलइ-આળે-આળું, લીલું, સુકાયલું નહિ તે. सं० आर्द्र. प्रा० अल्ल-आल. વાધરી-ચામડાની કાપીને કરેલી સાંકડી પટ્ટી જેવી દોરી. વાધરી સારૂ ભેંસ મારવી-ક્ષુલ્લક જરૂરને માટે કિંમતી વસ્તુ બગાડવી. हालरुं-એકની જોડે એક એમ સાંકળીને બાંધેલો જથ્થો.

૧૦૫ बन्दीखानुं-કેદીઓને રાખવાની જગા. અહીં કેદીઓના સમુદાયના અર્થમાં. तसलीमा-फा० તસલીમ,-સલામ કુશળ પૂછવું ઉપરથી-વિદાય. सान-ડ્રોકો. ऊतरीउ-ઉતર્યો-વટાવીને ગયો.

૧૦૬ **वेडि**–વીડિ–બીડ. **दव**–દાવાનળ. **सिऊं**–શું.

૧૦૭ **जूनु गढ**–જૂનો ગઢ–જૂનો કિલ્લો–જૂનાગઢ. **गिरिनार**–ગિરનાર ઉપરનો. **वूलीउ**–ઊધો વાળ્યો. તોડ્યો. **काच**–કચ્છ. **कांथ**–કચ્છનૂં એક શહેર. **गेहडि**–કચ્છનૂ શહેર–ત્રીજી–વિ૰ કન્થગઢે–કન્થકોટે, કચ્છના ભચાઉ તાલુકામાં આ કિલ્લો છે. તે કંથાદુર્ગ અથવા કથગઢ પણ કહેવાતો કંથકોટ ઇ. સ. ૯૪૨ માં જામ સાડજીએ પૂરો કર્યો; તેમના પિતા જામ મોડજીએ આરંભ્યો હતો. રાસમાળા. **पारकर–पारेक्षार–सं० क्षाराग्रहः पारे**–પારકર. કર કિંવા ખર–**सं० क्षार**=લૂણી નદી. પાર= પેલી તરફ. ‘કર’ અગર ‘ખર’ મારવાડની લૂણી નદીનું નામ. મારવાડમાં માત્ર લૂણી જ કહેવા જેવી નદી છે. મારવાડની પૂર્વ સરહદ્દથી પશ્ચિમ સરહદ્દ સુધી ગએલી છે. આ નદી ચોમાસામાં વહે છે અને બીજી રૂતુમાં એનું વહેણ સૂકાઇ જાય છે. એનું પાણી ચોમાસામાં મીઠું રહે છે. સૂકાયા પછી છાછરા વિરડા ખોદતાં પાણી મીઠુ મળે છે પણ ઉંડા વિરડા ખોદતાં મળતું, અગર બધ પડેલા વહેણનું ભરાઇ રહેલું પાણી ખારૂં હોય છે. આ ઉપરથી એનું નામ લૂણી ( મીઠાવાળી )= ખારી એવું પડયું છે. એ નદીની પેલીમેર ચોહાણોની બીજી શાખાનું રાજ હતું. લૂણીની પેલી મેરનો પ્રદેશ અને ત્યાં આવેલું શહેર તે ‘પારકર’ જૂવો–ટૉડ રાજસ્થાન, તેમ જ મુનશી દેવીપ્રસાદવાળી ભૂગોળ. **ठठ्ठू**–ઠઠ્ઠા–નગરઠઠ્ઠા.

૧૦૮ **आपणपूं–सं०**( વૈદિક ) **त्वन** ઉપરથી **प्रा०प्पण** પ્રત્યય થયો છે. હેમચન્દ્રે પોતાના વ્યાકરણના ૮–૪–૪૩૭ મા સૂત્રમાં એ પ્રત્યય બતાવ્યો છે. પણ વૈદિક **त्वन** ઉપરથી એમ કહ્યું નથી. ડૉ. ભાંડારકરે પોતાનાં વિલ્સન ફાઇલોલોજીકલ લેકચર્સ પા. ૧૯૪ માં **त्वन** ઉપરથી પણ ઉપજાવ્યું છે. એમણે વૈદિક

પ્રત્યય છે એમ સ્પષ્ટ કહ્યું નથી, પરન્તુ એ વૈદિક પ્રત્યય જ છે. હેમચન્દ્રે તો **त्व** અથવા **ता** નો **प्पण** આદેશ કહ્યો છે; પણ ખરૂં નિદાન તો વૈદિક **त्वन**માંથી જ છે. આ રીતે ગુજરાતી પ્રત્યય 'પણુ'–ભાવવાચક–આવ્યા છે. **त्वं** ઉપરથી તો **प्प** થાય ( **त्त** દ્વારા ) અને તે ' બુઢ્ઢાપો, ' ' ઘરડાપો, ' ' રંડાપો, ' ' આંધાપો, ' જેવા ગણતર શબ્દોમાં દેખા દે છે. કાઠીઆવાડમાં 'ઓછપ,' 'ઉણપ,' 'મોટપ,' વગેરે બહુ રૂપોમાં 'પ' નજરે પડે છે અને તે **त्व** ઉપરથી. આમ **त्व** ઉપરથી **प** ગુજરાતમાં ગણતર શબ્દોમાં અને કાઠીઆવાડમાં કાંઇક વિસ્તારમાં છે, ત્યારે **त्वन** ઉપરથી **पण–पणुं** પ્રત્યય ગુજરાતીમાં વિસ્તારથી વ્યાપે છે. આ **आपणपूं**માંનો **पुं** તે પણ **त्व** ઉપરથી જ. (નૃ. ભો. દી.)–આપબળ. **नावइ...लगार**–મનમાં લગારે આવ્યા, લગારે ક્ષોભ થયો નહિ. મારવાડીઓ છે એ જાણ્યા છતાં મનમાં લગારે સંકોચ થયો નહિ. **मारु वांका**–લઢાઇખોર મારૂ–મારવાડીઓ.

૧૦૯ **अवगणीउ**–અવગણ્યો–**नापी**–ન આપી. **चांपी**–ચાંપીને–બળ કરીને–દબાવીને.

૧૧૦ **लागां छइ पाप**–પાપ લાગ્યાં છે–ભોગ મળ્યા છે. **दरिइ दरिइ**–દરે દરે. **गोह**–ઘો. **किहां**–કોઇ જગાએ.

૧૧૧ **तीना**–તિખ્ખા. **तेजी**–ઘોડા. **तारवइ**–તારવે છે–ચૂંટી કાઢે છે. **विरद**–મોટાઇ. **वरगां**–બણગાં. **डगमग...डोलइ**–અવાજથી ડુંગરા ડોલી રહે.

૧૧૨ **पुहुता**–પહોંચ્યું. આકારાન્ત એક વચન ધ્યાનમાં લો. **जायंगइ**–જગા. **वीसी**-**सं०** **उपविश**-**प्रा०** **वइस**–**भईस**–જુ૦ ગુ૦ બઇસ–અ૦ ગુ૦ બેશ.–બેસીને. **मसूरति**–**फा०** મુસવર–અભિપ્રાય લેવો. મસલત–મન્ત્ર.

११३ **मन्त्र**—ગુપ્ત સંકેત—મસલત. **जालहुरल्यां**—જાલોર સુધી-જાલોરમાં. **अस्यूं**—આવું-આ રીતે. **मांटी**—મરદ થજો. બહાદુરી બતાવજો-કવિ પ્રેમાનંદ પણ આ જ અર્થમાં આ શબ્દ વાપરે છે. "સાંભળી મલ્લ માંટીડા થાય." પ્રે. દ. ભા-કડવું. ૧૨૧. કાઠીઆવાડમાં " પુરૂપ-જૂવાનિયો " એ અર્થમાં પ્રચલિત છે. સુરત તરફ " માંટીડો " ધણી-વર. અમદાવાદ તરફ પણ ' વર, ' ' ધણી 'ના અર્થ વપરાય છે, પણ સ્હેજ તિરસ્કારયુક્ત અર્થ છે. ' મોટો માંટી થયો છે. ' નબળો માંટી બઇઅર પર શૂરો." " હું માંટી ને અંધારૂં. "

११४ **मांडइ**—માંડે-લ્રઢાઇ કરે-સૈન્ય વ્યૂહમાં ગોઠવે-ખડું કરે. **आणी-मुहि**—આમને મોંઢે-આ તરફ. **मि**—મે; ત્રી-વિ.

११५ **भूत**-ભૂત મૂર્ત્તિ. **बन्दि**-કેદી. **सजाइ**-તૈયારી. **मांटी हुइतु** મર્દ હોય તો. જૂવો. **का० प्र०** ૧-૧૧૩ ની ટીકા. **घाटउ**-ધાટું-નાકું. **बांधे**-રોકે.

११६ **भेटी**-ભેટ-નજરાણો. **कइ**-કાં-કે. **जाणीसिइ**-જાણીએ-જાણવા પામીએ. **धर**-પ્રથમ. **आपणपूं**-નિજબળ-નિજપાણી.

११७ **तीणइ**-તે. **सुपनन्तर**-સ્વપ્નુ. **हूंतइ**-હોતાં-થતાં-સતી સપ્તમી. આ રૂપને માટે જૂઓ કે. હ. ધ્રુવની ભાલણની કાદંબરીની ટીકા પા. ૨૧૨. **विहाणइ**-વહાણે. **पाउधारां**-પગ ધર્યા-પધાર્યા. **गंगा**-શિવની સ્ત્રી. જટાજૂટમાં સર્વદા રહેતી ગગા. **गौरी**-ગૌરી-ગવરી-હિમાલયની પુત્રી-પાર્વતી. **कान्हडदे इम जाणइ**-કાન્હડદેને એમ જણાય છે-લાગે છે.

११८ **ईशान**-મહાદેવ-પૂર્વ અને ઉત્તરની વચ્ચેની દિશા-ઈશાનનો અધિપતિ તે ઐશાની-શંકર ભગવાન. **तेरा**-મુસલમાનની એક જાત-મુસલમાન.

११९ **अजि**-હજી. **विमासण**=અહીં લોમવિલોમ કરવો-ધડભાંગ કરવી એ અર્થમાં વાપર્યો છે. હાલ અમુક કામ ન કરવા સારૂ

થતા પસ્તાવાના અર્થમાં વપરાય છે. **सोमईउ**–સોમૈઓ –સોમનાથ. **लीधइ जाइ**–લીધો છતાં જાય છે. સતી સપ્તમીનો ખોટો પ્રયોગ–અથવા **सं–स्थ** ધાતુ ઉપરથી સાધિત–સધાયલુ રૂપ. લેઇને જાય છે. ભૂ૦ કૃ૦ નો ક્રિ૦ વિ૦ તરીકે ઉપયોગ. સરખાવો. 'ધૂમસે' ગાડી લિવાય લીનો જાય.' **असपति लीधइ–सं० असपति नीतेन–असपति कृतापनयनेन –असपति कर्तृकेन गृहणेन सता.**

૧૨૦ **दैत्य थिकु**–દૈત્ય થકું–દૈત્ય પાસેથી. **रूद्र**–મહાદેવ–**वैरोचनि.** વૈરોચને.

૧૨૧ **मोर**–મોરચો–શિરમોરપણું. **सं० मुकुट**–સરખાવો–મો'ડ–મો'-ળિયું (માથે બાંધવાનુ). **ऊडाण**–ચઢાઇ–હુમલો **सं०उड्डाण** **–डी**–ઉડવું. **जेड**–વિલંબ–ઢીલ. મા૦ જેજ=ઢીલ–વાર. જૂવો જગદેવ પરમારની વાત–રત્નમાળ.

૧૧૨ **रामगिरि**–રામગ્રી–રામકલિ–ભૈરવ રાગની રાગણી; જે ખાસ વસન્ત રૂતુમાં સવારના સાત આઠ વાગતા સુધી ગવાય છે, તેમ જ કરૂણરસને માટે યોજાય છે. **असंभम**–અસંભવ–બને નહિ એવુ. **चौदलोक**—વિશ્વ–જગતના વિભાગ. એ સામાન્ય રીતે ત્રણ કહેવાય છે. સ્વર્ગ, પૃથ્વી, અને પાતાલ. પણ વધારે વિગતવાર ભાગ પાડીને સાત પૃથ્વીથી ઉપરના અને સાત પૃથ્વીની નીચેના એમ ચૌદ ગણાય છે. ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનર્લોક, તપર્લોક, અને સત્ય અથવા બ્રહ્મલોક એ ઉપલા; અને અતલ, વિતલ, સુતલ, રસાતળ, તલાતળ, મહાતલ અને પાતાલ એ સાત નીચેના. **चौदलोक स्वामी**–ચૌદે લોકના ધણી–સ્વામી શ્રી શંકર ભગવાન. **पेखतां**–જોતાં જોતાં. **विलवइ**–વલવલે–વિલાપ કરે. **ऊछइ**–**सं० अच्छ**–ઓછે–આછે. **अह्म**–અમારૂં. **आंचली**–ગાવામાં ફરી ફરીને ગવાતી લીટી–ટેક.

૧૨૩ **पातिग–सं० पातकं**–પાપ, દોષ. **छण्डि–प्रा० छड्डु**–છાંડે–તજી દે. **वेद**–નક્કી, ખરાં. **सांभलां**–સાંભળ, સરખાવો સુરત તરફ નાગરોમાં વપરાતું રૂપ–કરાં છાં.

૧૨૪ **अह्मतणु**–અમારી. એવડી વિ० **विहण्डि–सं० खण्ड**–ભાગી નાંખવું–ભાગી નાંખ–કડકા કરી નાંખ. **तुझ**–તારૂં.

૧૨૫ **मोडीउ**–મોડયું–ભાગ્યું–મરડયું–કાઢી નાંખ્યું. **करि मार**—માર કીજે–સંહાર કરીએ.

૧૨૬ **करेजे**–કરજે–આજ્ઞાર્થ. **छोडावे**–છોડવ, આજ્ઞાર્થ. **दलथकु**–દળમાંથી. **तेतलइ**–તેટલે–તેટલામાં. **गढि**–જાલોર ગઢમાં.

૧૨૭ **अवधारु–सं० अव–धृ–प्रा० अवधार**–નક્કી માનો–નક્કી જાણો. **इस्यूं**–આવું–આ પ્રમાણે. **कहावइ**–કહાવે છે.

૧૨૮ **ऊजाडिसि**–ઉજાડીશું; ઉજ્જડ કરીશું. **तूं...पराण**–તું પણ (થાય તે) બળ વાપરજે. **तलहटीइ**—તલેટીએ.

૧૨૯ **आफणींइ–प्रा० अप्पणिआ है० व्या०**–પોતાની મેળે. "આફ્ણિયે નાસસે દેખીને વારો છો શાને." પ્રે० ભા० ૬–કડવું ૫૫ આ શબ્દનો વપરાટ હાલ બંધ થયો છે.

૧૩૦ **परगणूं**–પ્રયાણ. **करेस्यूं**–કરીશું. **जालवे**—ખમે—થોભે–વાટ જૂએ.

૧૩૧ **वेढि**–વઢવાડ–વઢવેડ–લઢાઈ. **सं० वृध्**–મારી નાંખવું–કાપવું જે ઉપરથી વાઢ–વાઢવું–વાઢીઓ (પારસીઓમાં જાણીતી અડક "વાડીઆ"=લાકડાં વહેરનાર) વગેરે શબ્દો થએલા છે. **करेसि**–કરશે. **अछबा**–છાનામાના. એમાં **अ** વધારાનો હોય અગર '**आ समन्तात्**'નુ રૂપ હોય; સરખાવો–અછબો –વરની પાઘડી ઉપર મોં સુધી લટકતું આવે એવું–ઘોડાના મખીઆરા જેવું–કસબનું તોરણ બંધાય છે તે. અછબો બાંધવાનો બ્રાહ્મણેત્તર વર્ણમાં રિવાજ છે. **सहूइ**–બધાએ. **दाउ**–દાવ.

૧૩૨ **सजाइ**–તૈયારી. **दीया ददामा**–નોબત વગડાવી, ડંકા દીધા. **विहाणइ**–વાણે. **चांपी**–ઝડપથી. **सिराणइ**–સિરાણે. હાલનુ 'સિવાના'; સિવાના હાલ જોધપુરથી પશ્ચિમે ૫૪ મૈલ ઉપર આવેલું જોધપુરના તાલુકાનું શહેર. જૂવો. મુન્સી–દે–મા–ભૂ.

૧૩૩ **पाखलि**–આજુબાજુ–'હું વ્યન માલીડો, તુ કુસુમ વેલડી સીંચુ હું અમૃત દૃષ્ટિ કરી: પ્રેમની વાડ કરૂં તુજ 'પાખલિ,' રાખુ સમરથ બાહી ધરી.' નરસૈમ્હેતો. **काठगढ**–લક્કડકોટ. **खाई**–પડાવની આજુબાજુ ખોદેલી ખાડી જેમાં પાણી ભર્યું હોવાથી દુશ્મનનુ લશ્કર આવી શકે નહિ. **रहइ**–રહે. આજ્ઞાર્થ–રાખવા. **पाखर्या**–પાખરેલા–પાખરો નાંખેલા–લઢાઇમાં જવાને તૈયાર–સજ્જ–કરેલા. **किम लहेसि**–શી રીતે લેશે.

૧૩૪ **लसकर भणी चलाव्या**–લશ્કર તરફ રવાના કર્યા–મોકલ્યા.

૧૩૫ **सरसे घोडे**–એક સરખા ઘોડાવાળા. **सातवीस**–સતાવીસ. **सीख**–આજ્ઞા. **जाणउ**–જાણો. તપાસ કરી માહીત થાઓ. **कटक केतलु पार**–કટકનો પાર કેટલો છે. લશ્કર કેટલૂક છે.

૧૩૬ **मेल्हाण**–પડાવ. **हेजबनइ**–હેજબને. **अ०** હિજાબ–પડદો–ચક. તે ઉપરથી પડદા આગળ રહેનાર નોકર, દ્વારપાળ. હાજબ–રાજગૃહાધિકારી–ઘરખટલાનો ઉપરી અધિકારી. કંચુકી ( Chamberlain ). **बरदारनकीबे**–ઉલટાવેલો ક્રમ. નકીબ બરદારે–છડીદારે. **अ०** નકીબ=છડી. બરદાર=ઉચકનાર–રાખનાર. મોટા માણસની તહેનાતમાં રહી તેના હોદ્દા, બિરદ વગેરે મોટેથી બોલી લોકોની નજર ખેંચનાર; તેમ જ મળવા આવનાર માણસનું નામ, હોદ્દો વગેરે બોલીને તેના આવ્યાનુ સૂચન કરનાર.

૧૩૭ **करउ विच्छेद**–વિચ્છેદ કરો. રસાલાથી છૂટા પાડો. પાંચ મુખ્યને જ અંદર લાવવા જુદા કરો, છૂટા પાડો. **म जेहउ**–

વાર ન કરો. **मुहुलि मुहि**-મહેલ-તેણુની આગળ, અગાડી.

૧૩૮ **दिवार्यां**-દેવરાવ્યાં-અપાવ્યાં. **अनाम**-ઇનામ. અ० નઅમ-મન રાજી કરે એવું, ખુશ કરે એવું. બક્ષિસ. **सावटू** (?)

૧૩૯ **टाली**-સિવાય-વિના. **आघा-सं० अग्रे.** પાસે **सिलाम**-અ० સલામ-

૧૪૦ **करी भेटि**-ભેટ કરી. **राउले**-રાજાના. **पूछइ भलाइ**-કુશળ પૂછે. **किसी वात बोलाइ**-શું કહેવાય છે? શી શી વાતો થાય છે?

૧૪૧ **द्यु**-આપો. **अरदास**-અરજ. વિનતિ. **पासि तुह्म दीधी**-તમારી જોડે આપી, મોકલી હોય તે; તમારી માર્ફત કહાવી હોય તે અરજ.

**तीरी द्राम-स० द्रम्म**, **ग्री०** Drachma. તેરા-મુસલમાનની એક જાત-મુસલમાન; દ્રામ-સિક્કો-મુસલમાનનો સોનાનો સિક્કો. તેરા અગર તેરી દ્રામ-દ્રામ-દિનાર-ગુ० દામ.

૧૪૨ **जु**-જો. **वैश्वानर**-અગ્નિ. **वलतु**-સિવાય. **कहीइ**-ક્યાંઇ પણ. **नामइ**-નમાવે.

૧૪૩ **कुण**-કોણ-શું. **आदेसिं**-હુકમથી-આજ્ઞાથી.

૧૪૪ **आयसिं**-આયસ હુકમ-આજ્ઞા. આજ્ઞાથી. **पूंतारिं**-મહાવતોએ. **गयवर**-ગજવર-હાથી. **गूडचा**-સજ્જ કર્યા. **वालि**-ઘોડાર. **तेजी**-ઘોડા. **पखराव्या**-પાખરો-બખ્તર-પહેરાવવાનો હુકમ કર્યો.

૧૪૫ **तेहे**-તેમણે. **मांडि हारि**-સફ મારીને ઉભા. હારબંધ ગોઠવાઇ ગયા. હાર, ઓળ. **कटकह**-કટકની. **ह** છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય.

૧૪૬ **सान**-નિસાની-સૂચના. **सींगिणि**-કમાન-કામઠું, ધનુષ્ય. **परठिउ**-ઉપર મુક્યું-ચઢાવ્યું. **गयणि**-ગગનમાં.

૧૪૭ **तडंग**-મ્યાન. **भइसु-सं० महिष**. પાડો. **अहाणिउ-सं० आ+हन्. प्रा० आहण**-મારવું, ઘાત કરવી. માર્યો-કાપી નાંખ્યો. **बिसंध**-બે કડકા.

૧૪૮ **केता**-કેટલા. **ताहरि जमलि-प्रा० जमल-जमलिय**. તારી બરોબરના. **कहीजइ**-કહેવાય-ગણાય-છે. **लहीजइ**-જાણો-સમજો. **व्याज**-માટે.

૧૪૯ **तूठु**-રાજી થયેલો. **पसाउ**-બક્ષિસ. ખુશીની દેણગી. **लीजइ-अप० लीज्जइ**. લીજે-લઇએ. વ્યુત્પત્તિયે કર્મણિ વર્તમાન, ત્રીજો પુરૂષ, એક વચન; પણ હાલ વપરાટમાં કર્ત્તરિ વર્તમાન પહેલો પુરૂષ બહુવચન.

૧૫૦ **खांति**-ખાંત-ઇચ્છા. **पूरवु**-પૂરો. પૂરી પડાવો-પૂરાવો. **वरीसु**-વર્ષ. **रातींवाहु**-રાતવાસો.

૧૫૧ **जण**-માણસ. હાલ કાઠીઆવાડમાં આ અર્થમાં વપરાય છે. **वेसरी-सं० वेसरः** અને **वेशरः**-ખચ્ચર. **सं० वेगसरः प्रा० वेअसर-वेसर**-ગધેડો. **पल्हाण**-પલાણ.

૧૫૨ **मरातब-अ०** મરતબાનુ બહુવચન-પદવિ-પદવિને યોગ્યસર સરંજામ. **भला**-સારા, જબરા. **झूझार**-ઝૂઝનાર. લઢવૈયા. **तुहि**-તો યે. તો પણ.

૧૫૩ **सीदाता-सं० सीद्**-પીડા પામતા. **ढाडि**-રાઢ-સરખાવો ધાહ. **का० प्र०** ૧-૧૫૭. **दीसि**-દિવસે. **अगासि**-ખૂલ્લામાં. **तावडि**-તાપે. **रातिं**-રાત્રે. ક્રિ. વિ. તરીકે ઉપયોગ.

૧૫૪ **थान**-સ્તન. **विछोह्यां-प्रा० विच्छोहो विरहे। दे० ना० मा०** વિખૂટાં કરેલાં, માતાથી દૂર કરેલાં. **सरखां**-સરખાં. એકધારાં **एक**-કોઇએક.

૧૫૫ **अणुहाण**-અડવાણા-જોડાવગરના. **ऊघाडा**-લૂગડાં વગરના. **लहइ**-લહે-મેળવે. **लोहडा**-લ્હોડાં. બેડી.

१५६ **हालरां**–એક એક સાથે સાંકળીને કરેલાં ટોળાં. **वाध्रि–वाधरे**–ચામડાની ઝીણી પટ્ટી કાપીને કરેલી દોરીએ. **आलइ–सं० आर्द्र–प्रा० अल्ल—आल**—આળીએ–લીલી–સુકાયલી નહિ એવી–વાધરે–વાધરીએ. **गालइ**–ગાળે.

१५७ **विछोह**–વિયોગ. **विच्छोहो विरहे । दे० ना० मा०. नाह**–નાથ, ધણી, વર. **धाह–त्राह्य.**

१५८ **अह्मे**–પ્રથમ પુરૂષવાચક સર્વનામ, બહુ વચન. વૈદિક સંસ્કૃતમાં **वयम्** અને **अस्मे** એવાં બે રૂપ છે. તે પરથી સંસ્કૃતમાં માત્ર **वयम्** રહ્યું અને **अस्मे** વપરાયું નથી. પ્રાકૃતમાં **अस्मे** રૂપ ઉપરથી **अम्हे–अह्मे**, અપભ્રંશમા **अह्म**, જૂની ગુજરાતીમાં **अह्मि**, ગુજરાતીમાં **अमे**, મરાઠીમાં **आम्हि**, હિંદીમાં **हम** અને કચ્છી અને સિંધીમા **असीं**. **अणूरुं**–અયોગ્ય.

१५९ **कूडी**–જૂઠી. **आल**–તહોમત, કલંક. **उछंगि–सं० उत्संगः.** ખોળામાં.

१६० **गोयर**–ગોચર–ચરો–ઢોરને ચરવા સારૂ પડતર રાખેલી જમીન–આઘાટ ન કરી આપેલી જમીન. **आघाट**–મારીમાં–દાનમાં–દેવસ્થાનમાં માલકીના સઘળા હક્ક સાથે આપી દીધેલી જમીન ૪૦ **मघु**–મધ. **पाडी वाट**–વાટ પાડી. રસ્તે લૂટ કરી.

१६१ **रिखि**–રૂષિ. રખી. રૂખી. ‘કહોને નારદ રૂખી.’ પ્રે. નળાખ્યાન.

१६२ **संभेडा**– ? **लाया**–લગાડયા. સળગાવ્યા.

१६३ **पातिग पंच**–પાતિગ **सं. पातकं**–પાપ; પાંચ મહા પાપઃ—

‘ કનકચોરી, ગુરૂ–તલ્પગ, બ્રહ્મઘાત, મદ્યપાન;
યહચોં સંગતિ મહાઅઘ, તરે કૃષ્ણ ગુણગાન.’

**वस्तुवृन्ददीपिका०** દયારામ.

૧૪૭ **तडंग**–મ્યાન. **भइसु–सं० महिष.** પાડો. **अहाणिउ–सं० आ+हन्. प्रा० आहण**–મારવું, ઘાત કરવી. માર્યો–કાપી નાંખ્યો. **बिसंध**–બે કડકા.

૧૪૮ **केता**–કેટલા. **ताहरि जमलि–प्रा० जमल–जमलिय.** તારી બરોબરના. **कहीजइ**–કહેવાય–ગણાય–છે. **लहीजइ**–જાણો–સમજો. **व्याज**–માટે.

૧૪૯ **तूठु**–રાજી થયેલો. **पसाउ**–બક્ષિસ. ખુશીની દેણગી. **लीजइ–अप० लीज्जइ.** લીજે–લઇએ. વ્યુત્પત્તિયે કર્મણિ વર્ત્તમાન, ત્રીજો પુરૂષ, એક વચન; પણ હાલ વપરાટમાં કર્ત્તરિ વર્ત્તમાન પહેલો પુરૂષ બહુવચન.

૧૫૦ **खांति**–ખાંત–ઇચ્છા. **पूरवु**–પૂરો. પૂરી પડાવો–પૂરાવો. **वरीसु**–વર્ષ. **रातींवाहु**–રાતવાસો.

૧૫૧ **जण**–માણસ. હાલ કાઠીઆવાડમાં આ અર્થમાં વપરાય છે. **वेसरी–सं० वेसरः** અને **वेश्वरः**–ખચ્ચર. **सं० वेगसरः प्रा० वेअसर–वेसर**–ગધેડો. **पलहाण**–પલાણ.

૧૫૨ **मरातब–अ०** મરતબાનું બહુવચન–પદવિ–પદવિને યોગ્યસર સરંજામ. **भला**–સારા, જબરા. **झूझार**–ઝૂઝનાર. લઢવૈયા. **तुहि**–તો યે. તો પણ.

૧૫૩ **सीदाता–सं० सीद्**–પીડા પામતા. **ढाडि**–રાઢ–સરખાવો ધાહ. **का० प्र०** ૧–૧૫૭. **दीसि**–દિવસે. **अगासि**–ખૂલ્લામાં. **तावडि**–તાપે. **रातिं**–રાત્રે. ક્રિ. વિ. તરીકે ઉપયોગ.

૧૫૪ **थान**–સ્તન. **विछोह्यां–प्रा० विच्छोहो विरहे। दे० ना० मा०** વિખૂટાં કરેલાં, માતાથી દૂર કરેલાં. **सरखां**–સરખાં. એકધારાં **एक**–કોઇએક.

૧૫૫ **अणुहाण**–અડવાણા–જોડાવગરના. **ऊघाडा**–લૂગડાં વગરના. **लहइ**–લહે–મેળવે. **लोहडा**–લ્હોડાં. બેડી.

૧૫૬ **हालरां**–એક એક સાથે સાંકળીને કરેલાં ટોળાં. **वाध्रि**–વાધરે–ચામડાની ઝીણી પટ્ટી કાપીને કરેલી દોરીએ. **आलइ–सं० आर्द्र–प्रा० अल्ल—आल**—આળીએ–લીલી–સુકાયલી નહિ એવી–વાધરે–વાંધરીએ. **गालइ**–ગાળે.

૧૫૭ **विछोह**–વિયોગ. **विच्छोहो विरहे । दे० ना० मा०. नाह**–નાથ, ધણી, વર. **धाह–ग्राह्य.**

૧૫૮ **अह्मे**–પ્રથમ પુરૂષવાચક સર્વનામ, બહુ વચન. વૈદિક સંસ્કૃતમાં **वयम्** અને **अस्मे** એવાં બે રૂપ છે. તે પરથી સંસ્કૃતમાં માત્ર **वयम्** રહ્યું અને **अस्मे** વપરાયું નથી. પ્રાકૃતમાં **अस्मे** રૂપ ઉપરથી **अम्हे–अह्मे**, અપભ્રંશમાં **अह्मे**, જૂની ગુજરાતીમાં **अह्मि**, ગુજરાતીમાં **अमे**, મરાઠીમાં **आम्हि**, હિંદીમાં **हम** અને કચ્છી અને સિંધીમા **असीं**. **अणूरुं**–અયોગ્ય.

૧૫૯ **कूडी**–જૂઠી. **आल**–તહોમત, કલંક. **उछंगि- सं० उत्संगः.** ખોળામાં.

૧૬૦ **गोयर**–ગોચર–ચરો–ઢોરને ચરવા સારૂ પડતર રાખેલી જમીન–આઘાટ ન કરી આપેલી જમીન. **आघाट**–માગીમાં–દાનમાં–દેવસ્થાનમાં માલકીના સઘળા હક્ક સાથે આપી દીધેલી જમીન ૪૦ **मधु**–મધ. **पाडी वाट**–વાટ પાડી. રસ્તે લૂંટ કરી.

૧૬૧ **रिखि**–રૂષિ. રખી. રૂખી. 'કહોને નારદ રૂખી.' પ્રે. નળાખ્યાન.

૧૬૨ **संभेडा**– ? **लाया**–લગાડયા. સળગાવ્યા.

૧૬૩ **पातिग पंच**–પાતિગ **सं. पातकं**–પાપ; પાંચ મહા પાપઃ–

> ' કનકચોરી, ગુરૂ–તલ્પગ, બ્રહ્મઘાત, મદ્યપાન;
> યહચોં સંગતિ મહાઅઘ, તરે કૃષ્ણ ગુણગાન.'
>
> **वस्तवृन्ददीपिका०** દયારામ.

'બ્રહ્મહત્યા, સુરાપાન, સુવર્ણચૌર્ય, માતૃગમન, અથવા ગુરૂપત્નીગમન અને તત્સંગ'–નર્મ કથાકોષ. **छोरू**–નાનાં છોકરાં. **वंच–सं०** ઠગ્યાં–છેતર્યાં.

૧૬૪ **पालि**–પાળ. **ऊसासी– सं० शंस्**–મારી નાંખવું. ભાગી, ઉખાડી. **प्रासाद–सं०** હવેલી–મંદિર. **विणास्या–सं० नश**–નાશ કર્યો. **लायु**–લગાડ્યો. અડકાડ્યો.

૧૬૫ **लाख**–બાવળ. ખેર, અખોડ, સીતાફળી, ખાખરો, કરમદી, કોઠી, વડ, પિપળો, સાલ, સાગ અને બોરડી વગેરે ઝાડની અંતર છાલમાં જીવડાઓએ મૂકેલાં ઇંડામાંથી થતાં જીવડાંઓએ મળરૂપે કાઢેલો. પદાર્થ. એને તૈયાર કરતાં જીવડાં મરી જાય છે માટે એ વેપાર નિષિદ્ધ ગણ્યો છે. **तिल**–તલ. **वुहर्या**–વહોર્યા–વેચાતા લીધા. **विक्या**–વેચ્યા. લીધા અને વેચ્યા. તલ ૪૦ નો વેપાર કર્યો. **गलंतइ**–ગળતાં સતાં. ગળાએલો છતાં–ગળાએલો તે વખતે. **सोम**–ચન્દ્ર.

૧૬૬ **अवगणियां पात्र**–પાત્ર, યોગ્યતાવાળું માણસ. સારા માણસની અવગણના કરી. '**कइ...गात्र**'–કે પારકાં ધન બળથી–પરાણે–ઝૂંટવીને અમારાં પામર–તુચ્છ–શરીર પોષ્યાં.

૧૬૭ **लीजइ–अप० लिज्जइ**–જૂવો. **का० प्र०** ૧–૧૪૯ ની ટીકા. **चाडइ**–જોડે–સાથે. ચાડે–પારે. **रूधिउ**–રૂંધાયલો. ઘેરાઇ ગયેલો. સપડામણમાં આવેલો–ભીડમાં આવેલો. **स्वामी**–ધણી–શેઠ.

૧૬૮ **आसव**–દ્રાક્ષનો દારૂ–મદ્ય. **ब्रह्म**–બ્રાહ્મણને. બી. વિ. **पाड्या बंधान**–કેદમાં પાડ્યા. બ્રહ્મની જોડે સંબંધ રાખે છે. બ્રાહ્મણને કેદમાં પાડ્યા.

૧૬૯ **केहइ**–કેવા. કીઆ. **पापि**–પાપ વડે.

૧૭૦ **अंगीकरियां**–અંગીકૃત–માથે લીધેલાં–કબૂલ કરેલાં. **कालहरि**–

કાલર, ઘાસની ચોરસ ગંજી. ગોળ ગંજી તે ઓઘલો. નાની તે ઓઘલી.

૧૭૧ **सूंप्या**–સોંપેલા–સોંપેલી વસ્તુ નામુકર જઇને દ્રોહ–દગો કર્યો. **छाना–सं० प्रच्छन—छन्न**–ગુપ્ત રીતે. **प्राणइ**—પરાણે–બળ કરીને.

૧૭૨ **सप्त व्यसनः–**

"દ્યુત રમન, મૃગયા, પલભચ્છન,
મદ્યપાન, ગુનકા, પરધ્યારિ સંગહે;
ચોરી સહયહ સાત વ્યસન આગમ કહે,
નથે નાથ બલિવર્ધ અહિરે." **व–वृं–दीपिका**–દયારામ.

**अजुगति**–અયોગ્ય–નિંદ્ય.

૧૭૩ **द्यामणां**–દયામણાં–દયા ઉપજાવે એવાં. **बिहू**–બે. **करि**–કર વડે–હાથે **पीटइ**–પીટે–કૂટે. **केहा**–કીયા. **आवी लागां**–ઉત્પન્ન થયાં. પ્રકટયાં.

૧૭૪ **भरूसु**–ભરોંસો. **कीधु मेल**–મેળાવો કર્યો. લશ્કર એકઠું કર્યું.

૧૭૫ **झूरमझूरा**–ઝૂરાઝૂર. **विमासइ**–વિમાસેં. **जंवारइ**–જન્મારે. **आणे**–આ. આ જન્મારે. **जउ**–જઉ–જો. **तुरकाणइ**–તુરકાણે. તુરક લોકોની પાસે. તુરક લોકોમાં.

૧૭૬ **विगूचतां–वगूत–सं० अव+गै.** અથવા **विगै**–પ્રેરક. પોતાની જાતનો તિરસ્કાર કરતાં. માંહોમાંહ પસ્તાતાં. સરખાવો–વખોડવું. **डागरउ**–દાંડીઓ. દાંડી પીટીને સાદ પાડનાર.

૧૭૭ **पडखउ**–પાક્ષિક–પખુ કરનાર. **कटक**–લશ્કર–પક્ષ કરનાર લશ્કર. **करी मेलावउ**–મેળાવો કરીને. એકઠું કરીને. **सही**–નક્કી. **जेतलइ**–જેટલે–જ્યારે.

૧૭૮ **मोकलावी**—મોકલાવી. સરખાવો–**मोकलामणी. रहेज्यो मांडी**–તૈયાર રહેજો–સજ્જ થઈને રહેજો.

૧૭૯ **कान्हड**—ખી૦ વિ૦ **सरूप**—સ્વરૂપ–હાલત–**थिकु**–થકું–થી–પાંચમી વિ.

૧૮૦ **सनाहु–सं० सनद्ध**–બખ્તરવાળું. **साहण**–સૈન્ય. **सँख**-સંખ્યા.

૧૮૧ **हवइ**–હવે. **जिमीइ–प्रा०-जिम.**–જમાય. કર્મણિ વર્તમાન ત્રિ.પુ. એક વચન. **जु**–જો.

૧૮૨ **लिखाणा**–લખાયા. **आयस**–હુકમ આજ્ઞા. **दीधा**–અપાયા. **देसि**–દેશમાં. **उपल्हाणा**-વગર પલાણે, ત્વરા બતાવવા માટે પલાણ મુકવા યે ન રહેતાં દેશમાં ફરી વળ્યા. **सजाई**–તૈયારી. **पाछिलइ**–પાછલે. **राउत राणा**–રાવ રાણા.

૧૮૩ **राजवंश छत्रीशइ**–છત્રીસે રાજવશ. છત્રીસે કૂળના રજપુતો. છત્રીશ રાજવશનાં નામ જૂદા જૂદા ગ્રથોમાં જૂદાં જૂદાં છે. પ્રાચીન હસ્તલિખિત પુસ્તકો, ચંદ વરદાઈ, કુમારપાળ ચરિત્ર, ખીચીઓના ભાટ વગેરેની યાદિયો પરથી કર્નલ ટોડે યાદિ બનાવી છે તેમાં આડત્રીસ વંશ આપ્યા છે. કર્નલ ટોડ તે નીચે પ્રમાણે ગણાવે છે:—

| | | |
|---|---|---|
| ૧ ઇક્ષ્વાકુ–સૂર્ય. | ૧૩ ટાંક–તક્ષક. | ૨૬ ગોહરવાળ. |
| ૨ ઇંદુ–સોમ–ચંદ્ર. | ૧૪ જીટ–જાટ. | ૨૭ બડગૂજર. |
| ૩ ગ્રાહિલોત-ગહેલોત–વલોત. | ૧૫ હુન–હૂણ. | ૨૮ સેંગર. |
| ૪ યદુ-યાદવ-જાદવ | ૧૬ કાઠી. | ૨૯ સીકરનાલ. |
| ૫ તુંવર. | ૧૭ બલ્લા. | ૩૦ વાસ. |
| ૬ રાઠોડ. | ૧૮ ઝાલા. | ૩૧ ડાહિયા. |
| ૭ કછવાહા. | ૧૯ જેઠવા–કમરી. | ૩૨ જોહિયા. |
| ૮ પરમાર. | ૨૦ ગોહિલ. | ૩૩ મોહિલ. |
| ૯ ચોહાણ. | ૨૧ સવૈયા. | ૩૪ નિકુમ્મ. |
| ૧૦ સોલંકી-ચાલુક્ય. | ૨૨ સિલાર. | ૩૫ રાજપાલી. |
| ૧૧ પડિહાર. | ૨૩ ડાબી. | ૩૬ દાહિમા. |
| ૧૨ ચાવડા. | ૨૪ ગૌડ. | ૩૭ હૂલ. |
| | ૨૫ ટોડા–ડોડ. | ૩૮ ડોહિરયા. |

**खांडां**–તરવારો. તરવારવાળા લઢવૈયા. **एक एक पांहिइं**–એક એકને પડછે. એક એકથી. ઘણુ કરીને **सं० पक्ष** ઉપ-રથી. **सपराणा**–બળવાન. **भुजि**–હાથે–ભુજબળે–**नावइ**–ન આવઇ–ન આવે.

૧૮૪ **पाणीपंथा**–પાણીના રેલાની પેઠે ચાલનારા. **खुरासाणी**–ખુરાસાન દેશના. **तुरकी**–તુર્કસ્તાનના. **तुरंग**–ઘોડા. **सूडा-पंखा**–પોપટની પાંખના રંગના. **किहाडा**–કયાયડા. **नीलडा**–કાળુડા.

૧૮૫ **तेजी**–ઘોડા. **पाखरीआ**–પાખરો ઘાલીને તૈયાર કર્યા. સર-ખાવો 'રાતો ઘોડો રણ પાખરીઓ, સહસ્રભર્યો શણગાર જોને.' ગણેશ સાટલી લાવતી વખતનું ગીત. **कंकूरोल**–કંકુથી રોળાયલું. ખૂબ કંકુ ચોપડેલું. **केकाण**–ઘોડા.

૧૮૬ **खुरतलि**–દાબડા વડે. ખરીએ. **साट**–લગામ, વાગ. **वार-गिरि**–ઘોડેસ્વાર સિપાઇના. સિપાઇએ વાપરવાના. **दिवराणा**–દેવાયા. અપાયા. આ રૂપ હાલ પણ વીસનગર તરફ પ્રચલિત છે. જેમકે–દેવરાણુ–જવરાણું–ખવરાણું. **उवट**–આડે રસ્તે. ખરો રસ્તો મુકીને–વાંકી વાટે.

૧૮૭ **सावलोह**–તદ્દન લોઢાની. **पाणी...चालइ**. પાણીના પૂરની પેઠે. પાણી ઢળ્યું જતું હોય નહિં એવી રેલાતી ચાલે.

૧૮૮ **आंगां**–શરીર–ધડ ઉપર પહેરવાનાં બખ્તર. **टोप**–માથે પહે-રવાનું બખ્તર. **रंगाउलि**–એક બખ્તર વિશેષ. **खांडां**–મોટી તરવારો. **खेडां**–ઢાલો. **पटा**–પટા ફેરવવામાં વપરાતું હથીઆર. **कटारी**–કટાર. **सींगणि**–કામઠાં. **जोझ**–ઝૂઝવામાં ઘૂમવામાં વપરાતું હથીઆર. **भली**–સારી. **लीजइ सारव-सारी**–સારી સારી ટાળીને લેવાય છે.

૧૮૯ **छत्रीश इ दंडायुध**–છત્રીસે જાતનાં આયુધ. ચક્ર, ત્રિશૂળ,

ધનુષ્ય, વજ્ર, બાણ, કૈવાણ, તુફંગ (બંધુક,) કોકબાણ, ફરશી કટાર, છરો, સેલ ( બરછી ), ખેટક ( ઢાલ ), ગદા, સાંગ, તોલર, પાશ, ભુશંડી, બાંટ, ખંજર, જંબુર, લટ્ઠ, જંત્ર, અંકુશ, ભાલુ, હળ, મુશળ, ખાંડુ, બરબઠ, જંજાળ, જરહ, ગુપ્તી, ગુરજ, દળ ( કુહાડો ) પટા, પિસ્તોલ. **पडण पडिया**–પઢણ પઢયા–સ્તોત્ર–અષ્ટક ૬૦ બોલ્યા. **आशापूरी**–આશાપૂરી –એક દેવી–ચોહાણોની શક્તિ–કુળદેવી.

૧૯૦ **जीपाडे–सं० जि. प्रा० जिम्प** જૂ–ગુ० **जींप.** જીતાડે, કાહ્નડદેને જય આપે. **आशिका**–ઉતારેલી આરતીની શગ ઉપર હાથ ધરીને પોતાની આંખોએ લગાડવાની ક્રિયા. તેમજ દેવની વિભૂતી, ન્હાવણનું જળ વગેરે લઇને પોતાની આંખોએ લગાડવાની અગર કપાળમાં ચોપડવાની ક્રિયા, તેમ જ તે વસ્તુ.

૧૯૧ **त्रंबकि**–ત્રંબાળુએ. ત્રંબક=ત્રંબાળુ–તાંબાની મોટી નોબત. **सान**—ડંકો.

૧૯૧ **उपरि थिका**–ઉપરથી–ગઢ ઉપરથી. **घाटि–सं० घट्ट.** ઘાંટીએ–નાકે; તેવીજ રીતે પહાડ–**सं० प्रघट्टक. नह**–નોબત. **तरवरीआ**–તરવરી રહ્યા. ભીડ થઇ. **तलहाटि**–તળાટી. તળેટી.

૧૯૩ **लेसिउ**–લઇશું. ધા લઇશું–લઢીશું.

૧૯૪ **मानिउ बोल**–બોલ માન્યો. કહ્યા પ્રમાણે કર્યું. **पइसी प्राणि** –જોર કરીને બળ કરીને પેશીને ( દળમાં )-લશ્કરમાં બળથી ઘૂસીને. **मारेज्यो–अप० मारेज्जा**–મારજો. વિધ્યર્થ. **हसारथ** –હસવું–મશ્કરી. હાંસી.

૧૯૫ **करी ददामा**–ડંકો દઇને–ડડંગ ધિંગ કરીને. **वढशि**–વઢશે– **तुरकाणइ**–તુર્ક લોકોની છાવણીમાં. **हेरु**–હેરૂ–બાતમીદાર–ચાર.

૧૯૬ **करीइ केडि**–તુરકોની કેડ લઇએ–પૂંઠે પડીએ–પૂંઠ પકડીએ. કેડ–પૃઠ. **जापसि**–જશે. પૂંઠ પકડીએ નિકર એ દૂર જશે.

વિચારવા જેવું છે કે 'તુરકાણાની પૂંઠ લઇએ નિકર એ દૂર જતા રહેશે' એમ કેમ કહ્યું. જો તુર્કો જાલોરપર આવતા જ હતા તો દૂર કેમ જાય ? બેએ બાજુએ કેડ, બે જ લશ્કર મૂકિયે; એ લશ્કરો તુરકના મેલ્હાણને બેએ છેડે દૂર–ચક્કર લઈ જઇને રહેશે, એમ અર્થ નહિ હોય ? **तारव्या**–તારવી કાઢેલા. ચૂંટી કાઢેલા. વીણી કાઢેલા.

૧૯૭ **दीवी–सं० दीपिका**. મશાલ. કચ્છમાં હાલ પણ એ શબ્દ વપરાય છે. **ऊगमणइ**–ઉગમણે–પૂર્વે.

૧૯૮ **जांगी**–જંગી–મોટાં. **मांटी...पराण**–કાયરના તો જોઇને જ પ્રાણ નિકળી જાય, એમ બધા મર્દ મૂછે વળ દેતા હતા–મૂંછે તાવ દેતા હતા–મૂંછ મરડતા હતા, એમ અન્વય લેવાનો છે, કેમકે લશ્કરમાં ભીરૂ તો હતા જ નહિ.

૧૯૯ અસલમાં '**राउलि**' ત્રી. વિ, બંધ બેસતી ન હોવાથી '**बीजी फोजि मालदे राउल**' એવો કલ્પિત પાઠ લીધો છે. **काठगढ**–લક્કડ કોટ. **चूकी**–ચોકી. ચોકીએ રહેલા મુસલમાનો.

૨૦૦ **भेलि**–ભેળ–ભંગાણ. **बुंबारव**–બુમરાણ. **हाक–सं० आकारय**. હાંકેટવું તે; રવાનુકારી. **दशमुहडया**–દિગ્મૂઢ થએલા. ગભરાયલા. **काने पडीया ढाक**–ઢાક–ધાક. કોળાહળથી કાને ધાક પડી ગયા. કાન બહેર મારી ગયા.

૨૦૧ **अजूयालां–सं० उज्वल. ओजस**–અજુઆસ. અજવાસ. અજવાળાં. ઉજાસ–ઉજાસવૂં. **आपोपइं**–પોતાની મેળે, આપો આપ. **कटकि पडयुं**–કટકમાં પડયો. કટક ઉપર તૂટી પડયો. આ તૂક ક્ષેપક જણાય છે. '**म्लेच्छे छांडी छाक**' શબ્દોથી '**ऊडी ऊंघ**'=પુનરૂક્ત બને છે. **दशमुहड्या** તો પુનરૂક્ત છે જ. **छाक**–તોર–અહકાર–છાક.

૨૦૨ घाह-सं० ग्राहि-ત્રાહ ત્રાહ. आणीवार-આ વખત. किम्हइ-કેમે કરીને. ગમેતેમ. ऊवेले-प्रा० उव्वर. જૂ-ગુ-(મૂળ) ઉવળ. (પ્રેરક) ઉવેલ, ઉગારે. સરખાવો ઉછર ઉપ-રથી ઉછેર. सार-સાહ.

૨૦૩ जरह-બખ્તર. जीण-જીન, પલ્હાણ. પલ્હાણ પર નાંખવાનું બખ્તર. लवराइ-લેવાય. ઉતાવળમાં હાથ આવે. अवलां-ઉધાં. घलाइं-ઘલાય-મૂકાય. ઉતાવળમાં ઘોડાપરનો સામાન અવળો મૂકાય.

૨૦૪ वेढि-વઢવાને-લડાઈ સારૂ, અવ્યય રૂપ.

૨૦૫ हलहल करी-हलहलओ तरा. पाइअलच्छी-ઉતાવળ-ત્વરા. भणी अजूआलां-ઉલટાવેલો ક્રમ-અજવાળા ભણી.

૨૦૬ आप पराया-પારકા પોતાના. आप-सं० आत्मनं-પોતાના. પોતાના પક્ષના. पराया-सं० पर પારકા-દુશ્મનના. विगति न लाभइ-વ્યક્તિની ખબર પડે નહિ. (વિગત=તફસીલ) ગુજરાતીમાં व्यक्ति ઉપરથી આવ્યો છે. दुहदसि-દશે દિશાએ. ચોતરફથી. बइठी-બેઠી-ભાગી ગઈ. मूठि-મૂઠ.

૨૦૭ तीना-તેજવાન-તિખ્ખા. तुरी.-सं० त्वर-ઘોડા. ઉતાવળે ચાલનારૂં પ્રાણિ. વિમળ પ્રબન્ધમાં ઘોડાના પર્યાયમાં 'ચપળ' શબ્દ પણ વાપર્યો છે! ऊठविइ-ઉઠવે-ઉડાવે-કુદાવે. भला-સારી રીતે-ખૂબ. माझिम-મધરાત. भाला-ભાળ્યા. જોયા દીઠા.

૨૦૮ सींगिणी गण-सींगिणी ધનુષ્ય-गण-ટોળુ-ઘણાં ધનુષ્ય. तीन्हा-તીણા, તિક્ષ્ણ.

૨૦૮ अंगोअंगि-સામસામે. पटे अणीआले-અણીદાર પટા વડે. फोडइ-ફોડે-વિંધી નાંખે. सांधिइ सांधि-સાંધે સાંધા-त्रिछोडइ-ત્રછોડી. તોડી નાંખે.

૨૧૦ **वावरइ**–વાપરે–ઉપયોગ કરે–( કટારી ) ચલાવે. **लोह कटाकटि वाजइ**–લોહ–લોઢું, તરવાર કટાકટ અવાજ કરતી એક બીજાની સાથે અથડાય. **भाजइ**. ભાગે–કાપે.

૨૧૧ **माल**–મલ્લ. **माल तणी...झूंटइ**–મલ્લની પેઠે બથંબથ્થા, અને વળગાઝૂમી કરે. **डोट**–ધોલ. અડબોથ. **वजावइ** વગાડે છે. મારે છે. **मडइ**–લડે છે.

૨૧૨ **उपरि था.. ढलि नीहाउ**–ઉપરથી ( હાથી ઉપરથી ) પૂંતાર મ્હાવતો નીચે ભોંયપર પડે છે અને પગ ભાગે છે. ( યોદ્ધા ) હાથીઓની સૂંઢ વાઢી નાખે છે ને ઢિંચણ કાપી નાંખે છે તેથી તેઓ ભોંય ઢગલો થઇને પડે છે. **ढांचा**–ઢિંચણ. **नीहाउ सं० निकाय. प्रा० निहाउ**–ઢગલો જૂવો. **पाइअलच्छी.**

૨૧૩ **कध–सं० कंधरा.** કાંધ. **धगड**–મુસલ્લમાન–તુરક ઉપરથી. ચાલુ બોલીમાં ધગડો=સિપાઈ. સરખાવો **तर्कु**–ત્રાક ઉપરથી **प्रा० धग्गो**–ગુ. ધાગો.

૨૧૪ **फेरी**–ફેરવીને. **धंधान**–( તણુનાં ) દોરડાં. **चंव**–ચર્મ. ચામડું **गाला**–ફાંસા.

૨૧૫ **दशिमुहडया**–દિશાનું ભાન ન રહેતું જેને એવા–દિગ્મૂઢ થએલા. **वीवी**–ખબર. **ऊडी वीवी**–ગુલ્બાન ઉડયાં–વાતો ચાલી –ઉડી. **करसि केडी**–કેડો લેશે. પૂંઠ પકડશે. **मारेसि**–મારશે. **किरतार**–સરજનહાર. ભગવાન.

૨૧૬ **ऊदाली लीधा**–જૂ. ગુ. ઉલાળી લઇ લીધા–લાંબો હાથ કરીને લઇ લે એમ. સરખાવો ‘ તુંબીપાત્ર ઉલાળીને લીધું. ’ પ્રેમાનંદ. **बंदी**–બંધીવાન.

૨૧૭ **ज**–પાદપૂર્ણાર્થે. **सपराणु**–બળવાન. **रणिक्षेत्रि**–રણક્ષેત્રમાં એવડી સપ્તમી.

૨૧૮ **मारीथल**–કસાઇખાનું. **पग मेल्हणु न जाइ**–પગ મેલ્યો જાય નહિ. પગે ન મુકાય. **व्याहणा मांही सं० विभा. प्रा० विभा प्रा० विहाणम्.**–સવારમાં; પ્રભાતમાં.

" ઢોલ્લા મઇં તુહુ વારિઆ, મા કુરૂ દીહા માણુ;
ણિદ્દઇ ગમીહિ રત્તડી દડવડ હોહી વિહાણુ. "

સરખાવો વિભાસ=બિભાસ=સવારે ગવાતો રાગ.

૨૧૯ **पांजरी**–અંબાડી. **केकाण.** ઘોડા.

૨૨૦ **कणसे**–પાને–પાનાં ભાગી ગએલાં એવી તરવારો. **तरुआर्युं** તરવારો. સરખાવો હાલ કાઠીઆવાડમાં વપરાતું રૂપ. 'તરવાર્યું.'

૨૨૧ **कंध**–ગરદન–ડોક. **कबंध**––ધડ **कचरावोह**–કાદવ. **वोह्न**–વહેળો. **कच्छी०** અને કાઠીઆવાડીમાં–વોકળો. સરખાવો ખેડા જીલ્લાની એક નદીનું નામ. **स० मेघवाहः**–મેહવોહ–મેહવો. શુદ્ધ સમજીને બોલાતો શબ્દ, મેસવો. (ગામડાના લોક સને સાટે હ બોલે ધારી, આ નદીને મેશ્વો કે મેસવો કહે છે!) **पखालिआ**–પખાળ્યું. ધોયું. **लोह**–લોઢું–તરવાર.

૨૨૨ **जु**–પાદ પૂર્ણાર્થે–જે. **कान्ह तणु अवतार**–શ્રીકૃષ્ણનો અવતાર.

૨૨૩ **संहार**–સંહાર નાશ. **संखेपि**–સંક્ષેપે–ટૂંકામાં.

૨૨૪ **संपजइ**–**सं० संपद्यते**–**प्रा० संपज्जइ.** સાંપડે. મળે. **निधान निधि**–ભડાર. જૂઓ. **का० प्र० १–९**ની ટીકા. **रेवंत**–ઘોડો **सं० रेव्** કૂદવું ઇ. કે **रय**=વેગ ઉપરથી બનાવી કાઢેલો જણાય છે. **वझइ. सं० बध्यते**–બાંધે છે. **बारि**–બારણે.

૨૨૫ **भूला भमइ**–પ્રયોજન વગર આથડે છે. સરખાવો ભૂલી ભમે છે ભામની નૈપધનાથની નાર' પ્રેમાનંદ.

૨૨૬ **पुण्यइ**—**रीस.** મનમાં રીસ ન આવે. ક્રોધને વશ ન થાય. **वाहलां नहीं वियोग**–વ્હાલાંનો વિયોગ નહીં. સમાસની

વચમાં 'નહી' મુક્યો છે. **सजन**–સ્વજન, પોતાનાં માણસ. સરખાવો–સજની–બ્હેનપણી.

૨૨૭ **वारु**–સુન્દર. **फूटरां**–ફૂટડાં. સ્વરૂપવાન. **दुष्कृत**–નઠારાં કૃત, પાપ.

૨૨૮ **पाला जाइ**–પગે ચાલતા ન જાય. ઘેર વાહન હોય. **मयगल** –**सं० मदकल**–જૂ–ગુ મયગળ, ગુ૦ મેગળ. મદથી મસ્ત–ગાંડો થએલો હાથી. વિશેષણ. પુણ્ય હોય તો ઘેર હાથી બંધાય–હાથીનો હોદો–સાહ્યબી હોય.

૨૨૯ **वेणि**–**सं० वेणु** નરજાતિ વેણુ. ગુ. નારી જાતિ. 'વેણુવાગી.' **खाट**–ખાટલો–પલંગ.

૨૩૦ **नवि खूटि धान**–ધાન ખૂટે નહિ. ખાવા પીવા પુષ્કળ હોય. દ્વિઅણુ સમુ ધાન હોય. **पुत्रसंतान**–એક જ અર્થના બે શબ્દનું જોડકું સરખાવો 'છૈયાં છોકર,' 'વન વગેડો,' 'ધન દોલત,' 'પૈસો ટકો,' 'ટોળ ટિખળ,' **पाधरा–सं० प्रध्व**–પાધરા –સાનુકૂળ.

૨૩૧ **सार**–સારાં ઉત્તમ–**ऊजली**–ઉજળી, નિષ્કલંક.

૨૩૨ **त्रिणिवार**–ત્રણે વખત–સવાર, બપોરને સાંજે. **अठोत्तर सत**–એકસો અને આઠ. એકસો આઠ કિયાં ? **नवि कडूउ चवइ**–**कडउ**–કડવૂ–નઠારૂં. **प्रा० चव**=બોલવું–નઠારૂ ભાષણ ન કરે. પુણ્ય હોયતો માણસની બોલી મીઠી થાય.

૨૩૩ **करि आदरि**–સાદર કરે. કમનથી નહિ. આદરવડે. **नितु ......करो**–પુણ્યવડે–પુણ્યવાનને રોજ દીવાળી–ઉત્સવ–આનંદ જ હોય. **जे जे...नीर**–સુભટ વાનરોએ–રામની સેનાના–પથ્થર આણ્યા તે પુણ્યને લઇને તર્યા, સેતુબંધ વખતે.

૨૩૪ **अणयुगतुं**–અજુગતું–અસંભવ. **संभवि**–સંભવે યોગ્ય થાય. બંને પુણ્યે કરીને ન થઇ શકે એવું હોય તે પણ બની શકે.

**रामि...सवे**–રામચંદ્ર ભગવાન એકલા છતાં સઘળા રાક્ષસોને વિદાર્યા. **कूडि**–નઠારા કામે, નઠારી ઇચ્છાએ કૌરવોનું કાર્ય સિદ્ધ ન થયું અને પુણ્યને લઇને પાંડવો ને રાજ મળ્યું.

૨૩૫ **पुहविं**–પૃથ્વીપર–દુનિયામાં. **विस्तरी**–વિસ્તારીને–લંબાણથી. **आश्यापुरी**–આશાપુરી માતા. ચોહાણોની કુળદેવી.

૨૩૬ **आणंद्यु**–આનંદ પામ્યું. **बंदणि**–બંદી. **ततखणि...घाउ**–તરત જ ડંકા દીધા.

૨૩૭ **न्हलाइ खेव**–તરત–ત્વરાથી નવરાવીને. **देव**–મહાદેવ. મુસલમાનો પાસેથી છોડવેલા શ્રી સોમનાથના કડકા. **नगरभणी**–નગર–જાલોર–તરફ. **दि**–દે. **वद्धामणी**–**सं० वर्द्धयति, वर्द्धापयति**, (નામ) **वर्द्धापनम्**, **प्रा० वद्धावइ**–વધામણી.

૨૩૮ **मदन**–મૂળ અર્થ ( **सं० मद्** ઉપરથી ) કામદેવ. પ્રશસ્તપણું બતાવવા નામની અગાડી મુકાય છે=**मदनभेरी**=મોટું–સારું–ભૂંગળ. સરખાવો–મદનબાટ=મેવાવાળો ઉત્તમ કંસાર. તિરસ્કાર બતાવવા ન્યાનતરજાતિ કરેલો શબ્દ. 'મદનીઉ'=ઓછું ઘી નાંખી બાફી કાઢેલો કંસાર. **तलिया तोरण**–**सं० त्रिक** ઉપરથી–બરૂના પોલા સાંઠાનું ત્રિકોણ પાડીને બનાવેલું તોરણ. તરીયાતોરણ હિ૦ બંદનમાલ "ક્ષુદ્રાવલિ જનુ મદનગૃહ બાંધી બંધનમાલ." માનમંજરી–નંદદાસજી. ઘરની આગળ શુભ પ્રસંગે બંધાતી પાંદડાં–ફુલ–નારીયેળ–કોડીઆં–મોતી વગેરેની માળા. **गूडी**–નાની ધજા. સરખાવો ગુડી પડવો, જે દિવસે આંગણે નાની ધ્વજાઓ રોપાય છે તે. ચૈત્ર શુદ પડવો. પ્રાકૃત જનોનો ઘોડી પડવો. દક્ષિણમાં ઘેર ઘેર ચૈત્ર શુદ પ્રતિપદા–શાલિવાહન શકના વર્ષનો પ્રારંભનો દિવસ–ને દિવસે નાની ધજા રોપવાનો રિવાજ છે. **ऊछलइ**–ઉછળે–ફરફરે.

૨૩૯ **पूगी**–પહોંચી–પૂર્ણ થઈ. **देवराइ**–દેવાય છે. **रास**–દાંડીઆ લઈને ઢોલના તાલ પ્રમાણે ગોળ કૂંડાળામાં ફરતાં–દાંડીઆવડે તાલ આપતાં–રમવાની રીત–રાસ લેવા–દાંડીઆ રમવા. **लूण**–સં० **लवणम्.** મીઠું. **लूछणां**–નોંછાવર. મીઠું ઉતારવું તે. અલાબલા જવા સારૂ માથાની આજુબાજુ મીઠું ઉતારવું તે. **पेखणां**–જોવાના તમાસા.

૨૪૦ **फूल पगर=सं० प्रकर**–ફૂલના ફગર–ઢગલા. સરખાવો 'ફૂલ ફગરનો ઘાઘરો, એને સાળુડે કસબી કોરરે.' લોકગીત–ગુજરી. **अबीर–अ०** શકરીઆં બાફી–સૂકવી–દળીને કરેલો સુગંધ મિશ્રિત–ધોળો–કાળો–પીળો–ભૂખરો લોટ. બ્રાહ્મણોએ આ શબ્દને સંસ્કાર આપી–નાતમાં લઈ લીધો છે; સંસ્કૃત બનાવી દીધો છે. **अबिलं च गुलालं च** ઇ. ઇ. પૂજામાં–ધર્મ કાર્યમાં, કથામાં ઉરાડાય છે. કપાળે ચોપડાય છે. મરાઠીમાં બૂક્કા કહે છે. **आपणइ**–પોતાને–આપણે.

૨૪૧ **आवासे**–ઘેર. **खांडव**—કોઠારી–કોઠારનો ઉપરી. **चाम्रणी खाण**—ચંદી. હાલ ઘોડાને ખવરાવવાના દાણા સંબંધે ચંદી અને બીજાં ઢોર–ગાય–ભેંસ–ઇ–સંબંધે ખાણ બોલ વપરાય છે. કચ્છમાં હાલ પણ મૂળ અર્થમા વપરાય છે. **वाली**–ઘોડાર.

૨૪૨ **सविकह**–સહુ કોઇના–છઠ્ઠી વિ० **मांहिलि मुहलि**–માંહ્યલા મહેલમાં–અંત:પુરમાં–રણવાસમાં.

૨૪૩ **मांडवि**—માંડવામાં. **ऊढणि**–ઓઢણી, સ્ત્રીઓને પહેરવાનું વસ્ત્ર; **प्रा०** **होरणवत्थे** દે० ના० મા० **सहीय**–સહી–બ્હેનપણી–સખી.

૨૪૪ **निगोदर**–ગળામાં પેટ સુધી લટકતું પહેરવાનું ઘરેણું. **बहिरखा**–બેરખા. **नेउर–सं०–नूपुरं प्रा० निउरं–नेउरं–पक्षे –नूउरं**–નેપુર, પગનું ઘરેણું.

૨૪૫ त्राट=તાટ–થાળ. चूक–ચોક. સરખાવો. सं० चतुर्वत्मक प्रा० चउवत्तउ–चउवट्ट–चउटउ–चउटउ–ચૌટું.

૨૪૬ कुंकम–सं० कुंकुम् -કેશર–કંકુ–હળદર અને ખારાનું બનાવેલું ચૂર્ણ, જેના ચાલ્લા થાય છે તે.

૨૪૭ छोडीउ शंकर वंध–શંકર ભગવાનનો બંધ છોડ્યો.

૨૪૮ वेलिइ–सं० द्वि. બેલે–બેલડીએ–જોડે–પડખે. સરખાવો. બે–બેલી–બેલ.

૨૪૯ संवल–सं० शंबलम् ભાતું–મુસાફરીમાં જોડે રાખેલું ખાવાનું सरसां–સાથે. पहिरणां–પેરણાં–લુગડાં. माणस तणां वर्ण अढार–અઢારે વર્ણનાં માણસ. (ઉલટાવેલી રચના જુવો. पसूयां–પશુ–જનાવર.

૨૫૦ प्रतपे–सं० प्रतपतु. તપો. कोडी—કોટિ–કરોડ. वरीस–सं० वर्षम्–વરિસ–વરિસુ–વરસ. સરખાવો રાંદલમાતા તેડતી વખતનું ગીત. "રાંદલ તૂઠ્યાં દોરે આશિષ, ઘણું જીવો... કોડિ વરીસ." તેમ જ પ્રતપો કોડિ વરીસ. पंचामृतइ–પંચામૃતવડે. દૂધ–દહિ–મધ–ઘી અને સાકર એ મળીને પંચામૃત કહેવાય છે.

૨૫૧ सोल उपचार–ષોડશોપચાર–પૂજાના પ્રકાર. આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન. વસ્ત્ર, યજ્ઞોપવિત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, પ્રદક્ષિણા, નમસ્કાર અને પુષ્પાંજલિ. भगत्ति–ભક્તિ. ભક્તિ નવધા–નવ પ્રકારની, ગણાય છે. શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન. जुहारइ–પ્રણામ કરે–જુહાર કરે.

૨૫૨ असंभम–અસંભવિત–મનાય નહિ એવું–ધાર્યું વિકટ. उचेलइ–મટાડે–બંધ કરી દે.

૨૫૩ तास–તેની. सं० तस्य. प्रा. तस्स જૂ. ગુ. તસ. 'તસ શિર

મુકુટ મનોહરૂં.' વીરવિજયજી. जमलि-જોટાની. वागडि-વાગડમાં.

૨૫૪ थाहर-सं० स्थलम्. ઠાર-જગા. प्रसाद-પ્રાસાદ-મંદિર.

૨૫૫ देउल-દેવળ. सि-सं० स्वीय. પોતાની. पांचे लिङ्गि-પાંચે લિંગમાં-પાંચે કડકા મળીને થતી સોમનાથની આખી મૂર્તિના.

૨૫૬ रिद्धि-દોલત. नवनवा-જૂદા જૂદા-ફરતા ફરતા.

———

# કા० પ્ર० ખંડ ૨. ટિપ્પણી.

૧ **तणुं**–જૂવો ખંડ ૧–૪ ની ટીકા. **वंभ**–જૂવો ૧–૪ ની ટીકા. આ તૂકની બીજી લીટી ઔચિત્ય વિચારીને પ્રથમ ખંડમાં મૂકી છે. વખતે લહીઆઓની ચાલાકીથી અહીં પેશી ગઇ હશે, એમ જણાય છે.

૨ **नासी ऊवल्या–प्रा० उव्वर**–પાછળ રહેવું–ઉગરવું. નાસી છૂટયા. નાસીને ઉગર્યા. **एक ठामि**–એક જગાએ. **एक**–કોઇ, કોઇએક, કોક. અનિશ્ચિત સર્વનામ. **विहीण–सं० विहीनम्** –**प्रा० विहूणं**–જૂ. ગુ. વિહુણૂં–વોણૂં–વગર. **खीण**–ખિન્ન–દુઃખી.

૩ **घूमन्ता**–ચકરી ખાતા–લડથડતા–અડબડીઆં ખાતા. **घाइ**–ઘા વડે–ઘાને લીધે–ઘા વાગ્યાથી. **डोली उपाडचा**–(રચના ધ્યાનમાં લો) ડોળીએ ઘલાયા–ઉપાડાયા. **तणइ**–તણે. છઠ્ઠી–વિ. **टोइ**–ટુવે. ટીપે ટીપે પાય. **पलइ**–જાય.

૪ **रलंतां सं० रय्**–જે ઉપરથી રય–વેગ, રખડવું,(કાઠીઆવાડી) રડવું–ગબડવું વગેરે શબ્દો થયા છે. રઝળતાં. સરખાવો. 'શ્યામવર્ણ સ્ત્રી નીલાંબરનું પિહિરણિ પાઈ **रलतु**. ભાલણ કાદંબરી–કડવૂ–૨ કડી ૪૬. **थ्या**–થયા. હાલ કાઠીઆવાડ અને કચ્છમાં આ રૂપ વપરાય છે. 'દીઅણાથ્યા'=દહાડા થયા. **नयरि**–નગરી. જૈન કવિયોની કવિતામાં આ રૂપ ઘણું વપરાયું છે. **प्रा० णयरि–उवासगदसाओ**–તેમ જ **पउमचरिअ**. 'અનુપમ નયરિ ઉજ્જેણ લલના.' વીરવિજય– **ऊगण्या**–અવગણ્યા–અપમાનિત–તિરસ્કાર કરાયલા. **अंधारुं करी**–અંધારૂં કરીને, હાર પામીને, લાજવા જેવી હાર ખાઇને. **अंतरि**–આડે.

૫ **अस्यु**–આવો. **नवि भावइ भलो**–સારો ન દેખાય એવો. **पइट्ठु**–પેઠો. **सागा तणी**–હાર્યાની–હાર ખાધાની. કેટલીક પ્રતમાં **सागीतणी** છે. **सागी**–શોક ભરેલી ખબર. **तुरकणी**–મુસલમાની સ્ત્રી.

૬ **पीटइ**–કૂટેછે. **खरांकी–सं० कक्षा**–ખડકી–ઘરની આગળનો ભાગ સરખાવો કરાખી–કાંચળીનો ગંજીફાના પત્તાંની ચોકડીના આકારનો એક કાપ, જે પહેરતાં બગલ આગળ આવે છે. **नीर...आंखि**–આંખમાંથી પાણી પ્રવાહની પેઠે વહે છે. **पहिरणि**–પહેરવાનાંમાં; હેત્વર્થ. **सूथणी–सं० सक्थि**=સાથળ–સાથળે પહેરવાનું તે. ચોરણા–તુમાન–પાયજામા. સરખાવો ઝાંઘ-ઝંઘડી; ટાંગ–ટંગડી.

૭ **लाखइ**–નાંખે–ફેંકી દે–સુરત તરફ પ્રાકૃત લોકોમાં હાલ વપરાતું રૂપ. જેમકે મારી લાખ, ધોઇ લાખ. **एकावल हार**–એક શેરો હાર. **वीणि**–વેણિ–ચોટલો. **विछोडइ**–વછોડે–છોડી નાંખે. **दोर**–દોરી–માથાનું નાડું. **लूस्या बंदोर**–લૂટેલા બંદર જેવી. તે કાળે ચાંચીઆઓનો જૂલમ કેટલો હશે તે સૂચવે છે.

૮ **रहइ**–રહે–જંપે. **थ्यु**–થયો. **विखवाद**–ઝેર કહેવાય એવું–ઝેર જેવું. **रोआवी**–રોવરાવાઇ. **मुहगी मूल**–મૂલે મોંઘી–મોંઘેરી–ઘણી વહાલી.

૯ **फूटरा**–ફૂટડા–રૂપાળા–ગોરા. **वाउला सं० व्याकुल०**–જૂવો **का० प्र०** ૧–૮૯ ની ટીકા. **रणिवाउला**–રણઘેલા. **माउला**–**सं० मातुल**–મામો.

૧૦ **स्याप**–શાપ. **सांथ**–બાંધ્યાં હાટ વગર ભરાતું બજાર–ગુજરી. **बइसणि**–બેસવાને–મળવાને–ભરાવાને ઠેકાણે–બેસણે. **पडीया वाट**–વાટ પડી–વાટ બંધ થઇ. રસ્તો સુનો થઈ રહ્યો. વાટ નરજાતિમા વાપર્યો છે. **देवराणां**–દેવાયાં–વસાયા–બંધ થયાં.

વીસનગર તરફ હાલ પણ આ શબ્દ અને રૂપ વપરાય છે. સરખાવો–ખવરાંય-જવરાંય-કેવરાંય.

૧૧ **एकाएकि**–એકથી બીજાને મોંઢે–એકએકથી–કર્ણોપકર્ણે. **सणीजि**–સંભળાય છે. શણ–સાંભળવું; શણી લેવું–સાંભળી લેવુ. હાલ સાંભળ્યુ ન સાંભળ્યું હોય તે સમજી લેવું એ અર્થમા. **सग्गि**–દીલગીર થવા જેવી વાત, શોકની ખબર. **निदानि**–નક્કી. **ते**–તેમને–બીજી વિ.

૧૨ **भडवाउ**–ભડવીર. **दीघउ दाउ**–દાવ દીધો–હાર ખવરાવી. **आगलि**–આગળ–સામે.

૧૩ **अवधारु–सं० अवधारय**–સાંભળો–' નરસૈંયાચા નાથજી મ્હારી વિનતડી અવિધાર.' ચાતુરી–નરસૈમ્હેતો. **वीतु**–વીતેલુ તે. વિટંબણા પડી તે. **सीदा–सं० सीद्**–દુઃખી થયા. **खान्नि**–ખાન પણ. **लाखइ**–લાખે.

૧૪ **मीरां**–અમીરના અર્થમાં વપરાતો શબ્દ. બહુધા સંત જેવાને લગાડાય છે. **ख्वार**–ખુવાર થયા–નાશ પામ્યા. **सैद**–સૈયદ. મહમ્મદ પેગમ્બર સાહેબના વંશજ. **मलाणे**–મુલ્લાંએ. **समरंगणि–सं० समर**–લડાઇ–લડાઈના મેદાનમાં- રણક્ષેત્રમાં. **लीधा घास**–દાંતે તરણાં લીધાં–શરણે ગયા. **बांद**–બંદા–તાબેદાર, નોકર. **बरदार**–ધારણ કરનાર. નકીબ બરદાર; નકીબ અખ્યાહાર.

૧૫ **हवसी**–હબસાન કે એબિસીનિયાના રહેનાર. **मूंगल बना**–મોગલો. **नवि लाभइ पार**–પાર પણ જડે નહિ એટલા–ગણત્રીએ થાય નહિ એટલા. **ऊद्दाली लीया**–પડાવી–ઝૂંટાવી લીધા. **ताखति**–લૂટ. **छंडाविया**–તજાવ્યા–લૂંટી લીધા.

૧૬ **शाह मनि**–શાહના મનમાં. **हेज**–હેત–વહાલ. **वि**–બે.

૧૭ **प्राणि...जीवता**–બળથી જીવતા કેદ પકડયા. જીવતા પકડી લીધા. **असू**–આવું. **नेत्रि**–આંખે–નજરે. **रणक्षेत्रि**–રણાંગણમાં –લઢાઇના મેદાનમાં.

૧૮ **छेह**–છેડો–અંત. **वात...सलाम**–વાત વાતને છેડે સલામ કરે. **केता**–કેટલા. **एकमना**–એકદીલા–એકસંપી–એકસરખા. **मारइ**–માર વડે–મારાથી–મારો કરીને. **भूत**–બુત–મૂર્તિ–સોમનાથ મહાદેવ.

૧૯ **रोल**–રોળ–સંહાર. **नांखिउ**–નાંખ્યો–તજ્યો. **तंबोल**–તંબોળ–પાન. **सलतानी**–સુલ્તાનના.

૨૦ **रणि मांहि**–રણમાં–રચના જૂવો. **देसाउरि**–દેશાવરમા–દેશ વિદેશે. **नवि बइसइ**–બેસે નહિ–દરબાર ભરે નહિ. **बाहरि...सुरताण**–સુલ્તાન બહાર મોં ન કાઢે. મહેલની અટારી પર રહીને રૈયત વગેરેને સવારમા દર્શણ કરાવવાનો રિવાજ હતો તે પ્રમાણે દર્શણ દે નહિ. **मुह**–મોઢું.

૨૧ **वणसाडउ**–વણસાડયુ–બગાડયુ. **सारु**–આખું–બધુ. **आणी लाज**–લાજ આવે એવું કર્યુ–લજાવ્યા.

૨૨ **रखे**–કદાપિ–રખેને–વખત છે ને. **लूण**–મીઠુ. **लूणहराम**–પાદશાહનુ અન્ન ખાઇને એબ લગાડનાર.

૨૪ **विमासी**–स० वि+मृश्–વિચારીને. **साथि थिकु**–ભેગા-ભેગો–જોડેજોડે–તે જ વખત. **खांडाधर**–તરવારીઓ–ઇલકાબ તરીકે છે.

૨૫ **मसूरति**–अ० मश्विरत–મસલત. **सीखामणि**–આજ્ઞા–હૂકમ. **नामजाद**–વખણાતા–પ્રખ્યાત–પકાતા. **लिउ**–લો. **नंध्यां**–નિર્માણ કર્યા–કિયુ કિયુ લશ્કર જાય એ નક્કી કર્યુ. **बिडउ**–બીડૂ. **उडइ**–ઓડવુ. હાથ લાંબો કરવો–બીડું આપવાને હાથ લાંબો કર્યો.

૨૬ **साहण**-સૈન્ય. **सोनगिरा सिउ**—સોનગિરા શું-સોનગિરા સાથે. **विग्रह**-લડાઇ. **मारुआडि मांहि जाई**-મારવાડમાં જઇને.

૨૭ **चलावउ**-ચલાવો. **सोबति वाहु**—જોડે લો-સાથે રાખો. **आपापणा**-પોતપોતાના. **मरातब**-अ. મર્તબાનું બહુવચન-પદ્દીને યોગ્ય સામન.

૨૮ **नामजाद**-પ્રખ્યાત-નામીચા. **मयगल**-મદઝર હાથી. **पालउ**-પાળું, પાળું અને પાયદળ એક જ અર્થના બે શબ્દ.

૨૯ **कुड**-કપટ. **पासऊं**-પડખું-કેડ. **हासऊं**-મશ્કેરી-હસામણ.

૩૦ **करसिउ**-કરશે. **विछेदि**-વિક્ષેપ પાડીને-ફાટફૂટ પાડીને. **आएस**-આજ્ઞા. **सिरि कीधु**-માથે ચઢાવ્યું. **फुरमाण**-**फा०** ફરમાન-હુકમ-આજ્ઞા.

૩૧ **हलहल**-ઝટપટ. **सामग्री**-સરજામ. **पाछइ**-પાછું. **पछइ**-પછી-બાદ.

૩૨ **हइइ**-હૈયામાં-મનમાં. **करइ पराण**-બળ કરે છે. બળ રાખે છે. બળવાનપણાનો ફાંકો રાખે છે. **वेटउ**-બેટો-દિકરો.

૩૩ **विसमु**-વિષમ-દુર્ગમ. **अछिइ**-( અછઇ-અછિઇ-છિઇ-છઇ.) છે. **लेसिउ**-લઇશું. **घोरिं**-કબરમા-ઘોરમાં. **जि**-જ. પાદપૂર્ણાર્થે. **पयसऊं**-પેસવું-સુવું. જાલોરનો કિલ્લો દુર્ગમ છે પણ બળથી જીતી લઇશું અથવા તળેટી (સોનગિરિની)માં ઘોરે સુઇશું-પણ હારીને પાછા નહિ આવીએ.

૩૪ **भडतां**-લડતાં. **किमइ न भाजइ**-કેમે હારે નહિ. **ढोल-वाजइ**-ઢોલ ધ્રબુકી રહ્યા છે.

૩૫ લશ્કર ચાલતાં સતાં-ઝાડો ભાગી ગયાં, બીડ કચરાઇને પાદર થઇ ગયું. પાણી પગરવથી ચુંદાઇને કાદવ થઇ ગયુ. **जिम**-

જેમ. तिम-તેમ. सरताणी-સુલ્તાની. ડુંગરનાં શિખરો ચાલતાં હોય નહિ તેમ સુલ્તાની હાથીઓ ચાલે છે.

૩૬ तरक-મુસલમાન. ऊतरिया-ઉતર્યા-વટાવીને નિકળ્યા. वुली-વટાવી. वाट-રસ્તો. घाट-પર્વતમાં થઇને જતો, તેમજ તળેટીએ જવાનો રસ્તો. कंदर-ગુફા. कटक-લશ્કર. समीयाणे-સમીઆણા આગળ-સમીયાણા-હાલ એનું નામ સીવાના-જોધપુરથી ૫૪ મૈલ પહાડ પર આવેલું શહેર અને કિલ્લો. આ કિલ્લો ઘણો વિકટ છે. જાલોરના ચોહાણ રાજા સોનગિરા કાન્હડદેનો ભત્રિજો સાંતલસિંહ તે કાળે ત્યાં રાજ કરતો હતો. ઇલિયટે આપેલી "તારિખ ઇ અલાઇ"માં આ ગઢ ઉપર અલ્લાઉદ્દીને ચઢાઇ કર્યાની સાલ ૧૩૦૮ ઇ. સ. આપેલી છે.

૩૭ रीसाविउ-કોપી-ફફડી ઉઠયો. तहिं लगि छइ थाणि-થાણાનો થાણાપતિ હતો તે કારણથી. सिंह...गाजइ-સિંહની પેઠે ગર્જના કરી ઉઠયો.

૩૮ देसि-સપ્તમી વિ૦ बूंबइ बूंब-બૂમોપર બૂમો. सुणीजइ-સંભળાય. भणइ-કહે. करु-કરો. मेलावउ-મેળાવો, લશ્કર એકઠાં કરો. muster-rally

૩૯ अजि-सं०-अद्यापि-प्रा० अज्जइ-હજી. नावइ-ન આવઇ. આવતું નથી. वाहरि-વહારે-કુમકે-મદદ કરવા.

૪૦ खित्री...सपराणु-ક્ષત્રિકુળનું-બળવાન તેજ-ક્ષત્રિકુળ તિલક. विहार-આનંદથી રમત ગમત કરવી તે-આનંદે, નિશ્ચિંત મને હરવું ફરવુ તે. गमां गमां-ઠેકાણે ઠેકાણેથી-ઠેરઠેરથી. ચો તરફથી.

૪૧ जरहजीण, कोठा, रगाउलि-જૂદી જૂદી જાતનાં બખ્તર.

૪૨ मंडोहरि-મંડોહરના. જૂવો૦ का० प्र० १-६ ની ટીકા.

**खलभलीउं**–ખળભળ્યુ–ખળભળી ઉઠયું. ઘભરાટથી તળે ઉપર થઈ ગયું. **मेहलाण**–એડા–છાવણી.

૪૩ **भडिया**–લઢયાં. **काहल–सं० काहलम्**–શ્રિંગડા અગર ધંતુરાના ફુલના આકારનું ફુંકવાનું વાદ્ય. (૨) **सं० काहला**–મોટી નોબત. **सइफलूं**–ધસારો–હૂમલો–છાપો. (sortie).

૪૪ **उसरिइ**–ઓસર્યો–હઠયો, **सइ**–સો. **छइ सात**–છસેંસાતસેં એ.

૪૫ **अघलूं कीधू**–અર્ધોઅર્ધ સહારી નાંખ્યું. **मचकोडयूं**–મરડી નાંખ્યુ. **दुडी**–દોડીને—ધાઇને. **वेडी**–લઢાઈ કરીને. લઢાઇ બાદ. **क–ख–ग** મા આ તૂક નથી.

૪૬ **सरसां**–સાથે. **संबल–सं० शम्बलम्**–ભાતું—મુસાફરીમાં સાથે રાખેલું ખાવાનું.

૪૭ **वली**–વળી–આ વાર પણ–ફરીથી. **सूंडीनि**–ચાલીને. **देखु... हमारु**–અમારો હાથ ( કર્યુ–કરેલું–પરાક્રમ ) જુવો. **वरांसु–सं० विमृष**–વિચારો. **वीतु**–વીતેલુ તે. **एक.. वीतु**–એકવાર શું વીત્યું હતુ તે વિચારી જૂવો.

૪૮ **गढरोडु**–ઘેરો.

૪૯ **खांडायत**—ખાંડાં ધરનાર—તરવારવાળા. **पाखरीए**—પાખરેલ ઘોડા સહિત. **इत्–इयो** પ્રત્યય લગાડીને કરેલું વિશેષણ. **छडे पिआणे**–છડી સ્વારીએ. એકલા એકલી.

૫૦ **लेअ–ई** જોઇએ, તેને બદલે **अ.** આપણે લેય, દેય વગેરે રૂપ કરીએ છીએ તેનુ પૂર્વરૂપ. **विलगु**–વળગ્યો.

૫૧ **गमि गमि**–ગમે ગમે–ચોતરફથી. **मारेवा**–જુવો–**का० प्र०** ૧–૯૫ ની ટીકા. **वचि**–વચ્ચે. **प्रा० विचि**–વચમા–**वचि कीधा**–વચમા લઇ લીધા–ઘેરી લીધા. **अंगोअंगी**–ખૂદાખૂદ **चिहु**–બન્ને. **उथला–सं० उत्था**–સામું થવું—સામા હુમલા

સરખાવો ' રાધાજીના ઉથલા '–રાધાએ કૃષ્ણને દીધેલા સામા જવાબ–એ નામનું જૂનું કાવ્ય.

૫૨ **सींगिणि गण**–ધનુષ્યોની પણછ–ધનુષ્યોની પણછોના ટંકારવ ગાજી રહ્યા. **ऊडइ**–ઉછળે. જાણે વિજળી ઝબૂકતી હોય એમ તરવારો ઉછળી રહી. **भडइ**–લઢે છે.

૫૩ **बिहु गमइ**–બન્ને બાજુએ–બે તરફ. **वूढि**–વઢે છે. **एकधार**–એક સરખા–એક સરખી બહાદૂરીથી. **केतला कहीइ**–કેટલા ગણાવીએ.

૫૪ **राउत...चाल्युं**–રજપૂતોમાં અને સીધલ કુળમાં બહુ બળીઓ ભોજલો ખાંડાધર સજ્જ થઈને સ્હામે રણે ચાલ્યો. **सुहडइ**–સુભટે.

૫૫ **सुहुइको**–રચના જૂવો. સહુ અને કોની વચમા પણના અર્થનો ' ઇ ' નાખ્યો છે. **भडकमाड**–કચ્છી–ભડાંકમાડ, જૂ. ગુ. ભિડ કમાડ–પ્રરાક્રમો–કમાૈડ–સુભટ–ડગે નહિ એવો વીર, આજ લગી જેને મહાબળીઓ જાણતા હતા તે મહાવીર ભોજલો ખાંડાધાર રણક્ષેત્રમાં પડયો.

૫૬ **वधावो**–વધામણી–વધાઇ-ખુશ થવા જેવી વાતની પ્રથમ ખબર આપવી તે અને ખબર આપનારને ઇનામ આપવુ તે ' વધામણી '–સરખાવો–વધાવો ' ભમરા પહેલો વધાવો મારે આવીઓ. ' લોકગીત. **वाजी**–વાગી–જીતના ડકા વાગ્યા **भागां**–હરવ્યાં–જીતી લીધાં.

૫૭ **सांढीउ**–સાઢીઓ-રબારીઓ સાંઢ ઉપર બેસીને ખબર લઈ જતા–સાંઢણીસ્વાર.

૫૮ **ईसी**–એવી. **चाहुयाण जीतु**–ચોવાણ જીત્યો. **मलिकि**–મલિક સાથે સહચર્યાર્થે ત્રીજી વિ० **तिसी**–તેવી. **परि**–પેર–રીત તે રીત–તેવા હાલ કર્યા.

૫૯ **क्या बलाइ ऊठी तुरकाणइ**–તુર્ક ગણ ઉપર–મુસલમાનો· પર શી બલા–આફત આવી પડી છે.

૬૦ આ તૂકનો ક્રમ ફેરવી, પાઠ કલ્પ્યો છેઃ—મૂળ પાઠ નીચે પ્રમાણે હતો.—

**"खानजिहां नि मलिक आमदल मलिक नेब प च्यारी,**
**कमालदीन मलिक तेडाव्युं ततखिण मुहुल मझारी. ६०"**

૬૧ **माहिलि चूकि**–માંહ્યલે ચોકે–છેક અંદરના ચોકમાં. **करेवा**–કરવા—જૂવો **का० प्र० १–९८** અને **२–८१** ની ટીકા.

૬૨ **मूछि वल घाली**–મૂછે તાવ દઇને–મૂછ મરડીને. **विसमा**–વિસમા. **चूकइ**–ચૂકે-તજે—ભૂલી જાય. **निटोल**–નક્કી.

૬૩ આ તૂક માત્ર ग માંજ છે. **मि**–મેં. **वसि कीध**–વશમાં કર્યાં—વશ કર્યાં. **गौड**—બંગાળા. **चौड**—ચૌલરાજ્ય –કોરોમંડળ. **गाजणूं**–ગીઝની. **कनूजू**–કનોજ. **मरहठ**–મહારાષ્ટ્ર. **लाडदेश**–લાટ–પૂર્વ–દક્ષિણ ગુજરાત, કાનમ–ભરૂચ વગેરે પ્રદેશ. **सिंधु**–સિંધ–સિંધની સ્વારી બાબત જૂવો રાસમાળા ૧–પૃ. ૫૪૦ નું છેલ્લું ટિપ્પણ. **सवालख**–**सपादलक्ष**—તે સિવાલિક પર્વતનું મૂળ નામ છે. એ પર્વતમાળ સવાલાખ પર્વતોની મળીને થએલી મનાતી હતી એમ બાદશાહ બાબરના આત્મવૃત્તાંતમાં છે. હાલ એ પર્વતમાળ હિમાલયની સમાન્તર બિયાસ નદીથી ગંગાનદી સુધી ૨૦૦ મૈલ લાંબી ગણાય છે, પણ પ્રાચીનકાળમાં એથી વધારે લંબાઇની માળને એ નામ અપાયલું હતું. લગભગ હિન્દુકૂશથી પૂર્વમાં ઠેઠ સુધી; પણ ખાસ કરીને કુમાઉન, ગઢવાળ, કાંગડા અને હોશિયારપૂર એ ચાર જીલ્લાઓ અર્થાત ચંબા સંસ્થાન અને નેપાળની વચ્ચેનો પ્રદેશ, તે સપાદલક્ષને નામે ઓળખાતો. ચાહમાન (=ચોહાણ) વંશનું મૂળસ્થાન એ પ્રદેશમાં હતું.

એનું મુખ્ય નગર ' અહિચ્છત્ર ' હતું. ચાહમાનો જેમ જેમ દક્ષિણમાં વધતા ગયા તેમ તેમ એ રાજ્યનું નામ 'સપાદલક્ષ' તે તે પ્રદેશને વિસ્તારથી લાગૂ પડતું ગયું. " મી. દેવદત્ત. ફોરિન એલીમેંટસ્ ઇન હિંદુ પોપ્યુલેશન–ઇંડિયન એન્ટિકવરી. વુ-૪૦ જાન્યુઆરી ૧૯૧૧. "

**गूजर**–ઉત્તર ગુજરાત. **सोरठ**-સૌરાષ્ટ્ર–કાઠીઆવાડ.

૬૪ **मालव**-માળવા. **चंदेरी**–ગ્વાલિયરના રાજ્યમાં એક જૂનો કિલ્લો અને શહેર. **मांडव**–માંડોગઢ—માંડુ ધારમાં જુનો કિલ્લો. **सारङ्गपुर**–મધ્યપ્રાંતના દેવાસના રાજ્યમાં જુનું શહેર અને કિલ્લો. **रणथंभोर**—રણથંભોર—જયપુરના રાજ્યમાં દુર્ગમ ડુંગરી કિલ્લો. અલ્લાઉદ્દીને ઇ. સ. ૧૩૯૧ માં લીધો હતો. **चीत्रोड**-ચીતોડ—ઉદેપુરના રાજ્યમાં જુનો પ્રખ્યાત ડુંગરી કિલ્લો. **नागुर**—નાગોર–જોધપુરના રાજ્યમાં જુનું શહેર જ્યાંના બળદ બહુ વખણાય છે.

૬૫ **जिमणपुर**—જુઆનપુર, જવાનપુર, બનારસની ઉત્તરે આવેલું શહેર. જો કે એ પ્રદેશ મુસલમાનોના તાબામાં આવ્યો હતો પણ ખાસ આ શહેર ફીરોઝશાહ તઘલખે બંધાવ્યું હતું; અગર એનો પુનરૂદ્ધાર કર્યો હતો. બેશક પદ્મનાભના કાળમાં અલ્લાઉદ્દીને જીત્યુ એમ કહેવાતું હશે તેથી એણે અલ્લાઉદ્દીનને મોંએ એમ કહેવરાવવાની ભૂલ કરી હોય એમ જણાય છે. **पूर्व दिसि...अतरवेध**—પૂર્વ દિશામાં દોઆબમાં જમુના નદી ઉપરનું શહેર મથુરાં (મદુરા—દક્ષિણનું નહિ.) ઇ. સ. ૧૩૧૧ માં એ શહેર સર કર્યું હતું. **अतरवेध**—દોઆબ. **काकपुर भोजपुर**—ભોપાળના રાજ્યમાં એક શહેર. **डीसा**–પાલણપુર એજન્સિમાં આવેલું છાવણીનું શહેર; પણ પૂર્વસાગર

સુધીની હકીકત અહીં છે તેથી **ऊडीसा**–(=ઓઢિયા, ઓરીસા) પાઠ લેવો ઠીક છે. **चांपी**—દબાવીને.

૬૬ અગાડી પૂર્વસમુદ્ર, સુધી મ્હે લશ્કર લઇને સ્વારી કરીને ધાઇને રાજાઓને પોતાના દેશ છેડાવ્યા—તજાવ્યા—અને ત્યાં મારાં થાણાં છે.

૬૭ **हींदुस्थानी**—? **पंडुआ**—પાંડ્ય રાજ્ય–દ્વારસમુદ્રની દક્ષિણમાં જે મોટાં ત્રણ રાજ્ય હતાં. **जालंधर**—જાળંધર દોઆબ પંજાબનું.**कास्मिर**–કાશ્મિર. **कामरु**–કામરૂપ–હિમાલયની તળેટીએ આસામ સુધીનો જુનો પ્રદેશ. **हिमाचल चूल लगइ**–હિમાલયના શિખર સુધી. **सं—चूडी-चूला**–શિખર.

૬૮ **खुरासाण**—ઇરાનનો ઈશાન કોણનો પ્રદેશ–ખોરાસાન–ખોરાસાનને મેં મારા ઘોડાની ખરી તળે દબાવી દીધું. ખૂંદી વળ્યો. **निधान**–ભંડાર. **उच**–પંજાબમાં ભાવલપુરના રાજ્યમાં ભાવલપુર અગ્નિકોણમાં પાંચ નદીઓના સંગમપર આવેલું પુરાતન શહેર. **मुलतान**–પંજાબનું મુલ્તાન.

૬૯ **चीण**–ચીન. **भोट**—ભુતાન. **दंडूर**—પ્રાન્તનું નામ. **देसपति**—દેશના માલિક–રાજા. **ऊलग**–ઓળખ–ચાકરી, ટાંપાં, રાજસેવા. **ढोरसमुद्र**–દ્વારસમુદ્ર–ચાલુક્ય રાજાની પુનઃસ્થાપના કાળે તેમની રાજધાની મ્હેસુરના હાસાન જીલ્લામાં બેલુર તાલુકાના મુખ્ય કસબા બેલુરથી ઇશાનમાં દશ મૈલપર આવેલું હાલનું ' હાલેબિદ '. **मुडधा**–મડધા–જોરાવર. મલ્લ જેવા જબરા, જવાંમર્દ. નડીઆદમાં જ્યાં પૂર્વે હોળીની લઢાઇ વગેરે થતું તે જગા મડધાબારી કહેવાતી.–હાલ મડદાબારી કહેવાય છે ! મર્દ ઉપરથી. છેક દ્વારસમુદ્ર જેટલે છેટેથી બળવાન રાજાઓ અમારે ઘેર દંડ–ખંડણી–લઈ આવે છે. ટપાલના બંદોબસ્તને

અભાવે એપીઆ—કાસદો કાગળો વગેરે લઇ જતા તેમના ઉપરીને પણ ‘ મડધા ’ કહેતા. અહિ એ અર્થ નથી.

૭૦ **कलवरगुं—अनइ आनागुंदी...तिलिंग**—દક્ષિણ હિંદુસ્થાનનાં સ્થળો. **वुहरि**—વેચાતાં લે છે—જ્યાં વહોરાય છે—મળે છે—જ્યાં સોનું અને નાગરવેલનાં પાન સારાં મળે છે. **वाणी...चंग**—જ્યાં ભાષા **चंग**-સારી બોલાય છે.

૭૧ **विषम**—જીતવી કઠણ. **चांपी**—લીધી. દબાવીને તરવારને જોરે લીધી—જીતી. સર કરી. **देवगिरु**—દેવગિરે—દેવગિરિનો.

૭૨ **ऊडण भमरी**—ઊંડાણના વમળ. ઊંડાણના વમળ—ભમરા—છે જેમાં એવા દરીઆ વચ્ચેનો બેટ—લંકાનો રાજા અમારે ત્યાં હાથીની ભેટ પૂરી પાડે છે.

૭૩ **कुंचि**—કચ્છમાં કોચીનને કોચી કહે છે તે જ આ કુંચિ હોય એમ લાગે છે. **कलहथ**—કલિકટ—જૂવો. **का० प्र०** ૩—૫૧. **जावाबंदिर**—જાવાનુ બદર. **हिरमज**—હોરમજ, ઇરાની અખાતનો બેટ.

૭૪ **सेतबंध...पाज**—સેતુબંધ રામેશ્વર જ્યા વાંદરાઓએ પાજ—પાળ—પૂલ બાંધ્યો હતો એમ સંભળાય છે—કહેવાય છે તે. **पाज सं० पद्या**-પાળ. **जण**—માણસો—નોકર-સીપાઇઓ.

૭૫ **पालटीया—सं० पर्यस्त**. ભૂ. કૃ૦ ઉંધા વાળ્યા. સરખાવો—પલટવું—પલોટવુ. **भडवाइ**—ભડવીર. **ठाउ**-ઠેકાણુ.

૭૬ **आगइ**—પૂર્વે. **बि च्यारि**—બે ચાર. **तुरक**—મુસલમાનો. ચોહાણોએ “મુસલમાનોને ચાર વખત સારી સિકસ્ત આપી હતી તે લક્ષમાં લે છે. (૧) વિ. સં. ૧૦૯૦ માં મહમદ ગીઝનીને અણહિલ ચોહાણે, (૨) વિ. સં. ૧૨૩૫ આબુ કાયંદ્રા આગળ શાહબુદ્દીન ઘોરીને કીર્તિપાળ ચોહાણે, (૩) વિ. સં. ૧૨૫૫

માં સિરાણા આગળ કાન્હડદે ચોહાણે અલ્લાઉદ્દીનના સરદાર ઉલુઘખાનને અને (૪) વિ. સં. ૧૨૬૮ માં ઉદયસિંહ ચોહાણે પાદશાહ અલ્તમશને હરાવ્યો હતો. **लाग**–તક. **अह्म**–અમને–બીજી વિ૦ **वयराग**–વૈરાગ્ય.

૭૭ **आणो वार**–આ વખત. **तेज**–પરાક્રમ–વીર્ય–બળ. **कइ**–અગર–અથવા–કે. **अह्म**–છટ્ઠી–વિ. **आयुध नाखूं**–આયુધ ફેંકી દઉં–તજી દઉં.

૭૮ **प्रतिज्ञा**–પણ. **हूंतु**–**सं० भू** નો વર્ત૦ કૃ૦–પાંચમી વિ૦ નો પ્રત્યય. અપાદાનાર્થે. **हूंतउ**–**हूंतु**–એ જૂની ગૂજરાતીમાં અપાદાનનો અર્થ બતાવવા વપરાય છે. જૂવો–**मुग्धावबोध**–ખંડક ૫. **जेहतउ, हुतउ, थउ, थकउ इत्यादि बोलिवद् जेह वस्तुनइं परित्याग सूचीइ ते अपादान**; તેમજ **विमलप्रबंध**–ખંડ–૪ કડી–૯૨ '**आविउ विमलकुमार मलपतु जणि सिंह गफा मांहि हूंतु**. જેવી રીતે જૂના **थउ–थकउ** વિકારી પ્રત્યય ઉપરથી ચાલુ થી, થકી અવિકારી ઉત્પન્ન થયા છે, તેવી રીતે ઉપરના અપાદાનાર્થ અનુગ ઉપરથી અવિકારી હૂંતિ અનુગ થયેલો જૂની ગૂજરાતીમાં મળી આવે છે. જુઓ **आनन्दकाव्यमहोदधि** મૌક્તિક ૧ લું પૃષ્ઠ–૩ પંક્તિ ૧. 'પરભવ હૂતિ જે થરહરિ.' જૂની હિંદીએ હૂંત રૂપ ઉપજાવ્યું છે. જુઓ **पृथोराज रासु**, '**केतीक दूर अजमेर हूंत**'–આ અપાદાનાર્થ અનુગ સંસ્કૃત વર્તમાન કૃદંત **भवन्**. **प्रा० होन्तो, अप० होंतउ**નો નીપજ્યો છે. હેમાચાર્યના સમયમાં એ અપાદાનનો ભાવ બતાવવા વપરાતો જોવામાં આવે છે. જુઓ **है–व्या. ८।४।३५५। वृत्ति। जहां होन्तउ, तहां होन्तउ, कहां होन्तउ आअओ।** જુઓ વળી હેમાચાર્યકૃત **कुमारपाल चरित** ।૮।૨૬।. અહીં હજુ તે વર્તમાન

કૃદંત જ લેખાય છે. એ સ્વરૂપ ચૌદમા પંદરમા શતકમાં ભૂલી જવાયૂં અને **होन्तउ** અપાદાનાર્થ અનુગ તરીકે વપરાયો. સરખાવો બંગાળી અવિકારી અપાદાનાર્થ **हइते**. જુઓ કે. હ. ધ્રુવની ભા. કાદંબરીની ટિકા.

૭૯ **काशिद**–अ० કાસદ. દૂત–ખેપીઓ. **छडे पीयाणे**–છડી સ્વારીએ. **जु**–सं० **यावत्**–પાદપૂર્ણાર્થે.

૮૦ **सजाई**–તૈયારી. **सोनार**–સોની. **वारु**–સુંદર. **पोलि**–દરવાજો. **पगार**–सं० **प्रकार** કોટ–કઠેરો.

૮૧ **तिणि लागा**–તેમા ખપ્યુ. **सरिसुं**–सं० **स** **श**–જેવું–જે ઉપરથી સરખું. **सम**–સાથે, તે ઉપરથી સરિસું–સાથે. **भल**–સારી રીતે.

૮૨ **चिहु गमइ**–ચારે ગમે–ચોગરદમે. **ऊपल्हाणा**–सं० **उद्गतं पर्याणं यस्मिन् तद् उत्पर्याणम्**–प्रा० **उप्पल्हाणम्**–પલ્હાણ વગર, ખૂલી પીઠે–ત્વરા દર્શાવે છે. ઘોડાને પલાણવા યે ન રહ્યા, ખૂલી પીઠે સ્વારી કરીને ધાયા. **धाया**–જેવા હતા તેવા ઉઠીને, પલાણ વગર ઘોડે બેસીને દોડયા–પાદશાહના તાબાના રાણાઓ, રાયો, મલિકો, બળવાન સરદારો અને ખાનોને બોલાવી આણ્યા.

૮૩ **रुंधइ**–રોકે. **मेल्हाण**–છાવણી.

૮૪ **घंटा**—હાથીની પીઠ ઉપરના તગને જોડેલા, બન્ને બાજુએ –પડખે–લટકતા ઘટો. **घूघरमाल**–હાથીઓની કોટમાં પહેરાવાતી ઘૂઘરાઓની માળા. **खलूका**–ખળકા–ખળળ ખળળ એવો અવાજ કરતી. **कुंभस्थल**–હાથીનું કપાળ–કપાળનાં–હાડકાંના કુંભ–ઘડા–જેવા આકારને લીધે પડેલું નામ.

૮૫ **उनया**–सं०–**उन्नताः** प्रा० **उण्णआ**–ઉંચા ચઢી આવેલા. સરખાવો हिं० **उमडना**–"છિન છિન જહૉં ઉમડે રહે, નવનીરદ નંદનંદ." કવિ નંદદાસજી–'માનમજરી.' **जेन्हा**–**अप**०

जेहा અને ગુ૦ જેવાની વચ્ચેનું રૂપ. **कालामेह**–કાળા મેઘ–કાળાં વાદળાં. **गयवर**–ગજવર. શ્રેષ્ઠ હાથીઓ. **ठाठ चालता दीसइ**–ઠઠમાં–હારમાં ચાલતા. પ્રત્યયનો લોપ. **छेह**–છેડો–અંત–તાગ–પાર.

૮૬ **सालीहोत्र**–શાલિહોત્ર–અશ્વવિદ્યા ઉપર લખનાર–તે ઉપરથી અશ્વશાસ્ત્ર. **कसूटी**–કસોટી–પરીક્ષા. શાલિહોત્રમાં કહેલી કસોટીએ ઉતરે એવા. કરોડો શ્રેષ્ઠ ઘોડા. **सवे दलि**–સવે–બધાં–દલિ–દળ સાથે. સઘળું લશ્કર સાથે લઈને. ત્રીજી વિ૦

૮૭ **भोइ**—માછલાં પકડવાનો ધંધો કરનારી એક જાત. **मेहर**—પાલખી ઉપાડવાનો ધંધો કરનારી એક જાત. **ठाठीया**–ઠઠ્ઠી–ઢોરનું ધણ રાખવાની જગા—ઢોર પાળવાનો ધંધો કરનારી એક નાત. કચ્છમાં હાલ પણ ઠઠ્ઠી શબ્દ પ્રચલિત છે. **काहर**–કા'ર–ઉત્તર હિંદુસ્થાનમાં જળધડીઆનુ અને ઘરનું કામ કરપાનો ધંધો કરનારી એક નાત. **कमाणी**–કારીગરો. **पखाली**–પાણીની પખાલ ઉચકનાર–પખાલે પાણી ભરનારી એક નાત.

૮૮ **कटकीया वाणीया**–કટક–લશ્કરની જોડે વેપારને અર્થે જનારા વાણીઆ. **वस्तु**–ચીજ. વેપારનો માલ. **गाडे चडी**–ગાડા ઉપર મૂકાયલી, ગોઠવાયલી. **खेडता आवइ**–ચલાવતા–ફેરવતા આવે છે.

૮૯ **गांछा**–હાલ ઘાંચા કહીએ છીએ. ઘાંચા–વાંસફોડાનો ધંધો કરનારી નાત. "જંગમ ફાડે વાંસ, ઘંટ લીધો કર ઘાંચે.' સામળભટ. **सतुआरा**–સથવારા. કડીઆનો ધંધો કરનારી એક નાત. કાછીઆનો ધંધો પણ કરે છે. **वावर**—ઘાંયજા. **उड**–ઓડ–જમીન ખોદનારી નાત. એ ફરતી જાત છે–જ્યાં જ્યાં કામ હોય ત્યાં રહે છે. એઓ નવાણો ખોદે છે, કયારડા બાંધે છે અને માટીનાં ગારેલ ઘર ચણે છે. સિદ્ધરાજ

જયસિંહની જસમા ઓડણની વાત ઈતિહાસમાં જાણીતી છે. ઓડ લોકો પોતાનો ધંધો કરવા ઘણી મોટી સંખ્યામાં જતા. જતાં જ્યાં રાત ગાળે ત્યાં પોતાની યાદગીરી ખાતર તળાવ ખોદતા. પાટણ એ લોકો ઘણી મોટી સંખ્યામાં ગયા હતા. માળવેથી ગુજરાત આવતાં તેઓ દાહોદ અને ગોધરા પાસે રાત રહ્યા હતા. ત્યાં દરેક માણસ એક એક ટોપલી (ઝાબવું) માટી ખોદે એવી રીતે એક રાતમાં નિપજાવેલાં તળાવ એ બન્ને જગાએ છે. એક એક ઝાબવું માટી કાઢી કરેલું હોવાથી તે અદ્યાપિ 'જાબવું' તળાવ કહેવાય છે. **तबोली**–પાન વેચનારી નાત.

૯૦ **वगनी**–જવનો દારૂ.—**वगनीगरा**—જવનો દારૂ બનાવનારા. **कावडि**–કાવડ સહિત. કાવડ–વાંસની કમાન જેવી સ્થિતિસ્થાપક ખપાટોને જોડે બાંધીને બે છેડે શીંકાં લટકાવીને તેમાં બોજો ભરીને ખાંધે ઉપાડવાની બનાવેલી તુલા–કાવડો ભરીને જવનો દારૂ વેચનારા ચાલે છે. **भाठी**–ભઠ્ઠી–દારૂ ગાળવાનું વાસણ. **खमार**–દારૂ ગાળવાનો ધંધો કરનારી એક નાત. **भठीयारा**–રાંધનારા–રાંધ્યું ધાન વેચનારા. **घाट घडा**–ઘાટ ઘડનારા–વાસણ બનાવનારા.

૯૧ **सिलावट**—સલાટ–પથ્થરઘડા. **सांचरइ**—સાંચરે–જાય છે. **छोह–सं० सुधा चूर्णम्**–છો–ચૂનો. **चुनारा**–ચૂનો–છો–પકવનારા. **वुहरा**–વહોરા. **कागल कूटा**—કૂટીને–કચરીને કાગળ બનાવનારા–કાગદીઓ. **हीर**–રેશમ. **तुनारा**–હીરથી તૂનનારા–રફુગર.

૯૨ **वाणजू**–વણજ–વેપાર કરનારા વાણીઆ. **उलगाणा**–ઓલગાણા. ભંગી જેવી એક નાત. **करकटिया**—**सं० करकृत्ति**–હાથકાતી–કરવત ધારણ કરનારા. **हबसी**–હબસ–એબિસીનિ-

યાના રહેવાશી. **भाथाइत**–ભાથું રાખનારા–તીરંદાજ. **फरसीधर**–ફરસી–કોવાડી ધારણ કરનારા.

૯૩ **चालंतां**–ચાલવાને લીધે. ચાલવા વડે. **शेष**—શેષનાગ. એ નામનો નાગનો રાજા–શેષનાગ, પૌરાણિક કલ્પના પ્રમાણે જેની ફેણ–ફણા ઉપર પૃથ્વી રહેલી છે તે નાગ. એને હજાર માથાં મનાય છે. પ્રલય કાળને સમયે શ્રીભગવાન આ નાગ–શેષનાગ –ઉપર શયન કરે છે. આથી નારાયણ ભગવાનને 'શેષશાયી' કહે છે. મુસલમાનના લશ્કર ચાલતાં ધરતી કાંપી ઉઠી, અને શેષનાગથી ભાર ઝીલાયો નહિ. શેષનાગ પાતાળના પ્રદેશનો અધિપ છે. એ રામાવતાર વખતે લક્ષ્મણ અને કૃષ્ણાવતાર વખતે બળરામ રૂપે અવતર્યા હતા. જુઓ–નર્મકથા કોષ. **सायर–प्रा० साअरो–अप० सायरु.** સાગર–સમુદ્ર **रेलणहार**–રેલી નાંખનાર–ડુબાવી નાંખનાર પૂર.

૯૪ **वरगां**–ભણગાં. **डुंडी**–દાંડી. **नफेरी**–શરણાઈના ઘાટનું પણ લાંબું શુષિરવાદ્ય. **साथि**–સાથે–જોડે. **जांगी ढोल**–મોટું ઢોલ 'જાંગડ જાંગડ' અવાજથી વાગે માટે. **सुणीइ**–સુણીએ–સંભળાય છે. **जोयण**–જોજન–યોજન–ચાર ગાઉનું અંતર.

૯૫ **पडइ**–સપડાઇને–પડીને. **भडवाउ**–ભડવીર. **पइठा–पेठा.**

૯૭ **असपतिराय**–અલ્લાઉદ્દીન. **धुरि**–પ્રથમ. To commence with.

૯૮ **रुधी**–રોકી. આંતરી. **रहठाणुं**–રહેઠાણ.

૯૯ **पुहचइ**–પહોંચે–ચાલે–નભે–નીઠે નહિ. **कण**–દાણા–અનાજ. **कोठार**–અનાજ ભરવાના ભંડાર.

૧૦૦ **सूकां खड**–સુકું ઘાસ. **चणा नि कोरडी**–ચણા અને મઠ. **प्रा० कोयड्डो. कडब**–જારના સુક્કા પૂળા. **बांध्या चरइ**–બાંધ્યા બાંધ્યા ખાય છે. એઠા ખાય છે.

૧૦૧ **सु**–સો. **पहिलइ...मुंजाई**–પહેલે પહોરે, બપોરે, અને સાંઝે

રંધાઇને સાદ પડે છે. "કોઈ ભૂખ્યૂં છે." એવો સાદ પાડવાનો રિવાજ ઘણે ઠેકાણે હોય છે.

૧૦૨ **नीठइ**–ખૂટે–ઓછાં થાય–ઘટે. **मेघ**–વાદળાં. **ऊलीचइ**–ઉલેચે.

૧૦૩ **गढ थाहर**–ગઢનું સ્થળ–કિલ્લાની જગા. position. **पोलि**–દરવાજો. **पगार–सं० प्राकारः**—કોટ. **कोठा**–બુરજ. **फारकी** પથ્થર ફેંકવાનાં યન્ત્ર. **मार**–મારા.

૧૦૪ **त्रिकलसइ**–ત્રિકળસા ઉપર. ત્રીજી. વિ. ત્રણ ઘુમ્મટ, ઉપર કળસવાળા મકાન ઉપર–મહેલના ઉંચામાં ઉંચા ભાગમાં હોય છે–તે ઉપર. **सुरताणी**–સુલતાનની–સુલતાનનું. **पालि**–પાળ ઉપર–તેડે.

૧૦૫ **एकचोईं**–એક ચોબી–એક થાંભલાવાળો નાનો તંબુ. **बारगई** ઓળ–હાર. **परि**–પેર–રીત.

૧૦૬ **नेजा**–વાવટા. **मरातब–अ०** મરતબાનું બહુવચન; મરતબાને યોગ્ય સરંજામ. **अचिरज—प्रा० अच्चेअर—अच्चरिअ–पाइअ सद्दमहण्णवो.** અચરજ–આશ્ચર્ય.

૧૦૭ **सामग्री**–સાધનો. '**धन्न...सुरताण**'–આજે અમારા નશીબને ધન્ય છે કે સુલતાન પધાર્યા.

૧૦૮ **रखोपां–सं० रक्ष**–રક્ષણ–રખવાળું કરનાર લશ્કર. **गडा**–પથરા. **यन्त्र**–પથરા ફેંકવાનું યન્ત્ર. **मंडाव्या**–ગોઠવાવ્યા.

૧૦૯ **ऊतावली**–ઉતાવળે કામ કરે એવી, ફેરી. ઢીકલીનું વિશેષણ છે. **ढीकली**–પથ્થર ફેંકવાનું યન્ત્ર. **नितु**–નિત્ય–રોજ. **रातिइ**–રાત્રે. **चूकी**–ચોકી.

૧૧૦ **ऊपरि थिका**–ઉપરથી–ગઢ ઉપરથી. **वलगइ**–વળગે–લઢે. **रातीवाइ–सं० रात्रिपात, प्रा० रत्तिवाओ**–રતોવાઇ. રાતે ને રાતે. **दीहइ**–દહાડે–દિવસે. **सइफलू मांडइ**–હલ્લા કરે સઇફલૂ–છાપા–ધસારો...

૧૧૧ **सूंडी**–ચાલીને. **सावदलि–साव**–સઘળું–બધા લશ્કર સાથે. બધું લશ્કર લઇને. **रोसाला**–રોષે ભરાયલા.

૧૧૨ **पोसाता**—નામાંકિત–પ્રખ્યાત. **वेढि**–વઢવાડમાં–લડાઈમાં. **वेढि उतारइ**–લઢાઇ કરે છે. **ऊठवइ**–હલ્લો કરે છે. **एकमना**–એકેમતે–એક સંપથી.

૧૧૩ **वानर तणी परि झडपी**–વાંદરાની પેઠે કુદીને–ઝડપ નાખીને. **एक**–કોઇ. **वानर......धाई**–કોઇ તો વાંદરાની પેઠે ઝડપ નાંખીને–ધાઇને ગઢપર ચઢે છે. **माझिम**–મધ્ય–માઝમ. **हवाइ**–કોકબાણ–એક તરેહનું દારૂખાનું જે સળગાવવાથી ઉંચે જઇને તણખા તણખા થઇને નીચે પડે છે. તે લઢાઇમાં દુશ્મનની છાવણીમાં આગ લગાડવા સારૂ વપરાતું.

૧૧૪ **ढालइ**–ફેંકે. **लोढीगडु**–લોહ પથ્થર–લોઢી પથ્થર. **आडु आवइ**–માર્ગમાં આવે–આડે આવે. **विण खूटइ**–વગર આવરદા ખૂટયે–વગર મોતે.

૧૧૫ **ईणीपरि**–એ રીતે. એ પ્રકારે. **जालवइ**–જાળવે છે–બચાવ કરે છે. **हठि**–હઠે. પુલ્લિંગ. **छंडाव्युं**–તજાવ્યો–ઉડાવરાવ્યો.

૧૧૬ **हुइ**–થાય–હોય. **पेखणां**–નાચ–તમાસાની બેઠક. **वेणि**–વીણા –બીન. **मृदंग**–તબલાં, જેમાં સૂરમાં મેળવેલાં બે નરઘાં હોય છે. મોટું જે બહુધા લાકડાનું હોય છે તેને 'નરઘું' અને બીજુ નાનું જે બહુધા માટીનું હોય છે તેને 'બાયું' કહે છે–ડાબે હાથે વગાડાય છે માટે. નરઘું જમણે હાથે વગાડાય છે. મોટા ઉપર મધ્યમાં શાહી ચૂટેલી હોય છે અને નાના ઉપર બહુધા વગાડતી વખત લોટની કણેક ચોઢવામાં આવે છે. મોટા ઉપર ગતના બીજા અક્ષરો અને નાના ઉપર તાલ દેવામાં આવે છે. બે છૂટાં ન હોતાં એકજ લાકડામાંથી બનાવી સળગ રાખ્યાં હોય છે ત્યારે એક છેડે નરઘાનો અને બીજે બાયાંનો

અવાજ નિકળે છે અને એ વાદ્યને પખવાજ—પખાજ કહે છે. નરઘાં અને પખવાજ તેમને મઢેલ ચામડાને બાંધેલી સાટા નીચે લાકડાના ગાળ કકડા હોય છે તેને ઠોકીને આઘા પાછા કરી સુર ઉંચો નીચો કરીને મેળવાય છે. **उछव-सं० उत्सव**—ઓછવ—આનંદ મેળવવાને સારૂ કરેલી બેઠક—જલસો. **पात्र-सं० पात्र**—નટ—નાચનાર નાચનારી સ્ત્રી—ગુણકા—પાતર.

૧૧૭ **चिहु पखी**—ચારે બાજુ. **चामर ढालइ**—ચામરવડે માખી ઉરાડે—ચામરો ઢાળે છે. **कटक मांही**—પાદશાહના લશ્કરમાં. **चडी........निहालइ**—સાંતલસિંહ ત્રિકલસાપર બેસે છે અને એને ચમ્મરો ઢળાય છે તે લશ્કરમાં સિંહાસન પર બેઠેલો પાદશાહ દેખે છે.

૧૧૮ **सारही-सं० शरधि**—ભાથો. ભાથાધર—તીરંદાજ. **तेडाणा**—તેડાવાયા. **बहुत० सं० प्रभूते वः ॥२३३॥ बहुन्तं-सि-है** બહુત—બોત—બહુ. આ તૂક અને તેની પછીની તૂકોમાં વર્ણવેલો છે તેવો પ્રસંગ કવિ ચંદ્રશેખરકૃત ‘હમ્મીરહઠ’ નામના કાવ્યમાં પણ છે. આ કાવ્ય એ કવિએ ‘**कर नभ रस अरु आतमा, संवत फागण मास**’ એટલે સંવત ૧૯૦૨ માં બનાવેલો છે. કવિ જોધરાજે પણ એક ‘હમ્મીરહઠ’ નામનું કાવ્ય સંવત ૧૮૫૫ માં રચ્યું છે. આ ગ્રંથો અર્વાચીન છે, પણ નયચન્દ્રસુરીએ સંસ્કૃતમાં ‘હમ્મીર મહાકાવ્ય’ નામે ગ્રંથ વિ૦ સં૦ સોળમા સૈકાના પૂર્વાર્ધમાં લખ્યો છે; એ ગ્રંથ રા. રા. નીલકંઠ જનાર્દન કીર્તને એમણે ઈ. સ. ૧૮૭૯ માં છપાવ્યો છે. એ પ્રત નયચન્દ્રસુરીના ગુરૂભાઈએ જ વિ. સ. ૧૫૪૨ માં એટલે **का० प्र०** થયા પછી ત્રીસ વર્ષે ઉતારી છે. આ તૂક અને ત્યારપછીની તૂકોમાં વર્ણવેલો પ્રસંગ એ મહાકાવ્યમાં પણ છે. ‘હમ્મીર હઠ’નું વસ્તુ આ પ્રમાણે

છે;–જયપુરની પાસે આવેલા રણથંભોરના રાજા હમ્મીર દેવ તથા અલ્લાઉદ્દીન સુલતાનની વચ્ચે, હમ્મીરદેવે અલ્લાઉદ્દીનના એક મુગલ સરદાર મહમ્મદ મગોલને આશ્રય આપવાને લીધે વિગ્રહ થયો હતો. એ સરદાર અલ્લાઉદ્દીનને ગુસ્સે કરીને નાઠો હતો. નાસતાં નાસતાં રણથંભોર ગયો અને ‘ હું પાતશાહનો અપરાધી છું અને શરણે આવ્યો છું’ કહેવાથી હમ્મીરદેવે આશ્રય આપી પોતાને ત્યાં રાખ્યો હતો. અલ્લાઉદ્દીને ઇ. સ. ૧૩૦૦ માં રણથંભોર પર ચઢાઇ કરી હતી, અને લાંબા ઘેરાને અંતે એ ગઢ પડયો હતો. આ વિગ્રહમાં હમ્મીરદેવનાં પરાક્રમ ઘણાં હતાં. **का० प्र०** માં પણ કવિ કાહ્નડદે પાસે કહેવરાવે છે કે હું હમ્મીરરાયની પેઠે પરાક્રમો કરીને મારૂં નામ પ્રખ્યાત કરૂં.

૧૧૯ **बदू**–બંદો–આસામી–ગુલામ–નોકર. **पाटू**–પાટો. **तु हि**–તો યે તો પણ. **न चूकइ तीर**–લક્ષ્ય ચૂકે નહિ.

૧૨૦ **कोसां**–કામઠાના છેડા. **मेली**–મેળવીને–એકઠાં કરીને–કામઠાને તેના બન્ને છેડા પાસે આવી જાય એટલું તાણીને. **प्राणि**–બળવડે. **हस्ति**–હાથે. **सोल्ही**–આ શબ્દ અહી ‘નાચનારી’ના અર્થમાં વાપર્યો છે; ઉપર ‘પાત્ર’–પાતર કહેલ છે તેને જ માટે છે. શોઢા જાતના રજપુત જાતની હોય અને તેથી શોઢી એમ કહ્યું હોય. **प्रा० सट्टक**–વિશેષનામ. **सोट्टल**–**सोढल** (?) **सूंसरु**=આરપાર.

૧૨૧ **ऊसरु**–**सं० अवसर**—ઓછવ–જલસો–મેફલ. **भागु**—ભાગી ગયું–વેરાઇ ગયું–જલસામાં ભંગ થયો. **सारही**—તીરંદાજ. **ठाण**–સ્થાન–લક્ષ્ય.

૧૨૨ **रोसालु**–તીખો–તાતો–રોશાળો. **मागइ बीडुं**–આજ્ઞા માગે.

**प्रसादी तुह्मारी**-તમારે પ્રતાપે-તમારી કૃપાએ. **इहांथु**-અહીંથી. **फेडूं**-મારી કાઢું.

૧૨૩ **सींगिणि गण**—સીંગિણિ-કામઠું-ગણ-ગુણ-દોરી-કામઠાની પણછ. **परठिउ**-પરઠ્યુ-મુક્યું. **लाखतां**-નાંખતાં-ફેંકતાં-સુરત તરફ હાલ પણ આ રૂપ વપરાય છે, પ્રાકૃતજનોમાં. **विछोडी**-વછોડીને-છુટી કરીને-કાપીને. **गण गाज्यू**=પણછ ગાજી રહી. **बि लख**-બે લક્ષ્યવાળું-સાથે લાગાં બે નિશાન સાધે-પાડે-એવું. **खाटिं**-ખાટે-સિહાસને-પલંગે.

૧૨૪ **छांडयू**-તજ્યું. **मूइ**-ભોએ-ભયને લીધે-બ્હીકે. **बीहइ**-બીએ. ભય પામે. ' **वली आवेसि बाण**-વળી બાણ આવશે. રખેને ફરી બાણ આવે.

૧૨૫ **ऊठवणी**-હૂમલો. **विछूटइ**-વછોડે-ફેંકે. **निरता**-તોપો. **नलीआर**-તોપચી-નાલ ફોડનાર.

૧૨૬ **ढीबज**-મોટા પથરા. **हाड**-હાડપંજર-શરીર. **गूड**-પગ-ઘૂંટણ-ગૂડા. **काचरां**-કાડ્યાં. **पाहण**-પાહણા-પથ્થર.

૧૨૭ **आगिवर्ण**-આગરૂપ-આગ જેવા. **नालि**-નાલમાં-લાંબી તોપમાં **ढोला**-મોટા.

૧૨૮ **यन्त्र मगरावे**-ઉલટાવેલો ક્રમ. **मगरावे यन्त्र**-**फा०** મગરબી-પથરા ફેંકવાનુ યંત્ર. જૂવો એલ્ફીન્સ્ટનનો હિંદનો ઇતિહાસ. પુ૦ ૩. પા-૧૭૪ (આવૃત્તિ ૧૮૭૧) **ध्रु**-ધ્રુવ-ધ્રુવનો તારો-હોકાયન્ત્ર-ધ્રુ સાંધવો-દિશા નક્કી કરવી-તાકવાને લક્ષ્ય સાધવું. **सूत्रधार**-સુતાર.

૧૨૯ **भटकीया**-સંહાર કરતું ચાલ્યુ જાય એવું એક જાતનું હથીઆર. **निफात**-મરણ. **अल्कापात**-**सं०** **उल्कापात**-તારાનો વર્ષાદ. **वीज......दीसइ**-વીજળીની પેઠે ચળકતા દેખાય છે.

૧૩૦ **छांडी जासि**–ધેરો ઉડાડીને જશે. **पडखी–सं० प्रति+ईक्ष** –અનુમાન કરીને–વિચારીને ધાર્યું. **मारुए**–મારવાડીઓએ. **खाखाविखि**–તારાજ–તારોતાર–ખેદાનમેદાન.

**जोयू ( जाणिऊं ) पडखी**—પરખી જોયૂં–જાણી જોયૂં–ઉપલક્ષી જોયું.

૧૩૧ **अवधारी**–હૃદયમાં ધારીને. ધ્યાન કરીને. **भाजि**–ભાગ–વિદાર.

૧૩૨ **हऊउ–पसाउ**–કૃપા થઇ. અંબિકા પ્રસન્ન થયાં. **बांह**–હાથ. **नीद्रि**–ઉંઘમાં. **पूढिउ**–પોઢેલો. સુતેલો. **भूप**–સુલ્તાન

૧૩૩ **नयन त्रिणि–त्रिनयन**–ત્ર્યંબક–શિવનાં ત્રણ લોચન. **पंचमुख** શિવનાં પાંચ મુખ. મહાદેવને ત્રણ નયન છે. ત્રીજી આંખ ભમરોની વચમાં હોઇને એનો ડોળો ઉચો નીચો થર્યા કરે છે. એને લીધે જ મહાદેવનું નામ ત્ર્યંબક પડયું છે. કામદહન વખતે આ ત્રીજી આંખમાંથી અગ્નિની જવાળા નિકળી હતી. **कपिल**–ધેરા તપખીરીઆ રંગનુ, ભુખરૂં. **मुण्डमाल**–માથાની ખોપરીઓની માળા, જે શિવ હમેશાં ધારણ કરે છે તે. **तुंबी**–તૂમડું. **ब्रह्मकपाल**–બ્રહ્માનું માથું–ખોપરી. પ્રથમ બ્રહ્માને પાંચ માથાં હતાં, તેમાંથી એક રૂદ્રે કાપી નાખ્યું હતું. તે માથું શિવ હમેશાં પાસે જ રાખે છે.

૧૩૪ **जटा मूगट**–મૂગટની પેઠે વિંટેલી જટા. બ્રહ્મલોકમાંથી પૃથ્વીપર ગંગાવતરણ વખતે શ્રી શંકર ભગવાને ગંગાને પોતાના મસ્તક ઉપર ઝીલી લીધાં હતાં, અને ગંગાજી જટામાં સમાઇ ગયાં હતાં. રાજા ભગીરથના મહા તપને લીધે પ્રસન્ન થઇને ભગવાને પોતાની જટાની એક લટ છોડી તેમાંથી ગંગાને પૃથ્વીપર વહેવડાવ્યાં હતાં. **भस्मु**–જો કે આ પાઠ રાખ્યો છે પણ **ग** પ્રતનો પાઠ ‘ **भस्मह** ’ વધારે ઉત્તમ છે. અન્વય સ્પષ્ટ થાય છે. **अंगि भस्मह धूलि**–અંગે ભસ્મની

( વિભૂતીની ) ધૂળ-( જોઇ ). **भस्मह**-છઠ્ઠી વિ૰ **वाघ-चंब-सं० व्याघ्रचर्म**-વાઘાંબર. શિવ માત્ર વાઘાંબર-વાઘનું **चंब**-ચામડું જ ઓઢે છે. **त्रिशुल**-ત્રણ ફળવાળો ભાલો. **पांगरणि**-પાંગરણમાં-પહેરવાનાંમાં.

૧૩૫ **चमकिउ**-ચમક્યો-ચકિત થયો. **चींतवइ**-ચિંતવે-વિચારે છે. **रङ्गि**-રંગમાં-આનંદમાં. **स्वामी**-શિવ.

૧૩૬ **रूद्र...अवतरिउ**—સુલ્તાન અલ્લાઉદ્દીન રૂદ્રનો અવતાર છે. રૂદ્ર સુલ્તાન રૂપે અવતર્યા. પૃથ્વીપર ઉતર્યા. આવ્યા છે. **किम घालीइ**-કેમ ઘલાય. કેમ મરાય. **विमासी**-વિચારીને. હાલ એ શબ્દની શક્તિમાં ફેર પડયો છે. અને પસ્તાવું એ અર્થ-વચ્છેદ થયો છે. **पाछु...पाउ**-પગ પાછો ખેંચ્યો. મારવા ગયો હતો તે ખચકાઇને ઉભો રહ્યો.

૧૩૭ **पासाहुंतु**-પાસા-સોડ-પડખામાંથી. પાંચમી વિ. **गुर्ज**-ગુરજ. ખીલા ખીલાવાળું હથીઆર, કેટલાક ફકીરો રાખે છે એવું. **अहिनाण**-એંધાણ. **संकेत**-નિશાની. દાખલો. **कहिइ**-ક્યારે એ. **केतलइ**-કેમે પણ-કેટલાથી પણ-ગમે તેટલા પૂરાવાથી પણ.

૧૩૮ **सरूप**-સ્વરૂપ-વાતનું ખરેખરૂં રૂપ-ખરી હકીકત-અલ્લાઉદ્દીન રૂદ્રનો અવતાર છે એ હકીકત.

૧૩૯ **परि**-પેર તતબીર. '**तेणि करु विनाण**' તેમાં વિનાશ કરો.

૧૪૦ **गुणी**-ગુણ. **त्रापडा**-તાપડાં. ગુણપાટ. **अणावां**-અણાવો. મંગાવો. **भींति**-ભીતને લગતાં. **मंडावां**-મંડાવો. ગોઠવાવો.

૧૪૧ **विणासी**-મારીને-વિનાશ કરીને. '**गुणी...जलमांहि**-ઉંચે ગુણો ઉપર યન્ત્ર મંડાવીને ગાયો મારીને જળમાં-નાંખી. **जेहे**-જેમણે.

૧૪૨ **तुरणी**–ઉતાવળી. **पाणीहारि**–પાણી ભરનારી. **आछुं**–સારૂ. આખા પ્રબંધમાં ખાસ મારવાડીમાં જ વપરાતા હોય એવા "આછું", "જકે" અને "જીકો" એ શબ્દો છે.

૧૪૩ **घडु**–ઘડો. **गाइ**–ગાય. **वडु**–ઘણો.

૧૪૪ **जीवाडणहार**–જીવાડનાર–જેના વગર જીવતર ન ટકે એવુ. **हुइ**–છે.

૧૪૫ **छइ**–છે. **तेह**–તેનાથી. **रहिवाइ**–રહેવાય. **इसी**–આવા પ્રકારની. **विमासण**–વિચાર. હાલ આ અર્થમાં આ શબ્દ વપરાતો નથી. **अंतेउरी**—રાણી–અંતઃપુરવાસી.

૧૪૬ **विमासु**–વિચારવા જેવું. **जमहर–सं०–यमगृह–जमघर–जमोर–झमोर**–ગુજરાતમાં બૈરાં મરનારને કુટતાં આ શબ્દ વાપરે છે. "હાય ઝમોરીઆ–કેર થયો–કોપ થયો–ઝમ્મર થયો." ઝમોર–દુશ્મનોને હાથ પડવા કરતાં બળી મરવાને અગ્નિ પ્રવેશ કરવાની રીત તેમ જ તે કારણ સારૂ તૈયાર કરેલો અગ્નિ. **पइसस्यु**–પેસીશું. પ્રવેશ કરીશું. **हिंदु...गाइ**–હિંદુને ગાય માન યોગ્ય–પૂજ્ય છે.

૧૪૭ **जीवितव्यनी**–જીવતરની–જીવવાની. **पीजइ**–પીવાય. **पली**–પળી પણ–લગીરે–ચાંગળુંએ. **विमासी**—વિમાસીને–વિચારીને **लिख्या लेख**–કાગળ લખ્યા.

૧૪૮ **गिरुउ**–ગરવું–ભારે–મોટું. **भवाडु**–દેખાડીએ છીએ. **जाणेजो**–જાણજો–સમજજો

૧૪૯ **घरणि–सं० गृहिणी**–રાણી–સ્ત્રી. **वीनती–सं० विज्ञप्ति. प्रा० विणत्ती**–વિનતિ.

૧૫૦ **अह्म**–અમને. **वीचिसि–सं० वि+अञ्च**–વ્યક્ત થશે–જાણ થશે–ખબર થશે. **आणेज्यो**–આણજો. **आणी जमारइ**–આ

જન્મારે. આ ભવમાં. **मोकलामणी**–રામ રામ–છેલ્લા પ્રણામ–ખબર કહાવવી તે.

૧૫૧ **लाइ**–લાવી. **चंदन**–સુખડ–મળયાગરૂ. **परिवार**–કુટુંબ–સગાં–સ્નેહી.

૧૫૨ **प्रभावि**–પ્રતાપથી–મહિમાવડે. **आहि**–આય–બળ. **सजन**–**सं० स्वजन**–પોતાનાં માણસો.

૧૫૩ **रहाइ**–રહેવાય.

૧૫૪ **माजनइ**–**फा०** મવાજના–વજન. માજને–મિજાને–અંદાજે. **गोरीडा**–ઘોરીવંશનો–ઘોરી–તે ઉપરથી મુસલમાન–કવિ અલ્લાઉદ્દીનનો વંશ કહેવામાં ભૂલ કરે છે–'ખિલજી' ને બદલે 'ગોરીડા' કહે છે, કે પછી તે કાળે 'ગોરી' શબ્દ શાહબુદ્દીનના સ્મરણથી મુસલમાનનો અર્થવાચક થઇ પડયો હોય. **घण**–ઘણું. **गढपति**–ગઢનો ધણી. સાંતલસિંહ. **चुपट-मल्ल**–યુદ્ધ કુશળ–યુદ્ધમાં યથેચ્છ ઘૂમનાર. સરખાવો. ધીંગડમલ–રંગડમલ–તેમજ ખટમલ ( માંકણ ).

૧૫૫ **सुरताणी**–સુલ્તાની–સુલ્તાનનાં. **कोडाली**–કોડભરી. **वुलावु**–વળાવું. **दुल्हा भणी**–વર તરફ.

૧૫૬ **भाइलि**–ભાઇલુએ–'ડાહિયા રજપુતો' નો પ્રધાન હતો. ડાહિયા રજપુતોનો કિલ્લો સોનગિરિ પર હતો. આ રજપુતો કાહ્નડદેના પ્રતિપક્ષી હતા, પણ એના પ્રતાપને લીધે દબી ગએલા હતા. (મુનશી દેવીપ્રસાદ). **भेद**–ગુપ્ત વાત. **पीजिइ**–પીવાય. **पुगी**–પહોંચી. બર આવી. **हिइ**–હૈયામાં.

૧૫૭ **जीवीइ**–જીવાય. **जीवन**–જીવાડનારૂં. **करमाइ**–કરમાય–વિલાઇ જાય.

૧૫૮ **पिंड**–શરીર. **प्राण**–જીવ. **परहुण**–**सं० प्राघूर्ण**—પ્રાહુણા–પરોણા. **पिंड...परहुणा**–પ્રાણ પિંડના પરોણા થાય. થોડા

દિવસ જ પિંડમાં પ્રાણ ટકે—રહે. **हिव**—હવે. **होइ**—હોય—થાય. **सचराचरि**—બધી જગાએ—જગતમાં.

૧૫૯ **अंतेउरी**—અંત:પુર ઉપરથી બનેલું સ્ત્રીલિંગ રૂપ—રાણીઓ. **पावकि**—પાવક—અગ્નિ—અગ્નિમાં—જમોરમાં. **सइं**—પોતાના. **सइं दलि**—પોતાના દળમાં—લશ્કરમાં.

૧૬૦ **धूम**—ધૂમાડો. **विराल**—વરાળ. (**विकराल**—પાઠ ઠીક છે?) **कहिसि**—કહેશે. હું **भलु**—મને—ભલો સારો કહેશે.

૧૬૧ **इम...अहिनाणि**—સાચા એંધાણ—નિશાની વડે પોતાનું ગુરજ ઓળખીને. **निश्चि जाणि**—નક્કી જાણીને—જાણી જોઇને.

૧૬૨ **माण**—માન. **लाजइ साख तणी चोहाण** જૂવો ઉલટાવેલો ક્રમ. ચોહાણની સાખ લાજે.

૧૬૩ **लोक**—વસ્તી. **उतार्या** ગઢ ઉપરથી સામાન્ય લોકો, વસ્તીને નીચે ઉતાર્યા. **पडा उथाय**—सं० **उत्था**—હલ્લો કર્યો. **सालिग्राम**—સાલિંગરામ નામે પ્રચલિત કાળો ગોળ પથ્થર. નેપાળની હદમાં ગંડકી નદીમાં મળી આવતો સ્લેટનો પથ્થર—જળ ઉપાધીથી કોરાણો ઘસાઇને એ ગોળ થએલો હોય છે. લોકો એને વિષ્ણુની મૂર્ત્તિ તરીકે પૂજે છે. એ કસોટી તરીકે પણ વપરાય છે.

૧૬૪ **ऊगवीआ**—કોરા કર્યા—સુકવ્યા. **तोरकइ**—તુર્કના. **कटकि-तोरकइ**—ઉલટાવેલો ક્રમ—તુર્કને કટકે—લશ્કરમાં.

૧૬૫ **साह्मा धर्या**—સામા ખડા કર્યા. મોખરે આણ્યા. **टोले मिलइ**—ટોળે મળે છે. એકઠા—એકમેક થઇ જાય છે.

૧૬૬ **उडयुं लोह**—લોઢાં, તરવારો—ઉડયાં—ઉછળ્યાં. **भलां करइ**—સફળ કર્યાં. સારી પેઠે વાપર્યા. **देव**—દેવતા—સુર. **असुर**—રાક્ષસો. **संग्राम**—યુદ્ધ.

૧૬૭ एकमना-સંપીને-એકકે મતે, એકઠે જથે. पोसाता-મહોટા-બળવાન. पायक-પદાતિ-લઢવૈયા. पुहर-પોર. घणि घाई-ઘણે ઘાયે-ઘણા જખ્મો થયા પછી. रणि पडयु-રણમાં પડયો-મરણ પામ્યો.

૧૬૮ साहस-હિમ્મત. प्रभावि-પ્રતાપવડે-બળે. रुधिर-લોહી. वांद्यु-વંદન કર્યું. પોતાનો દુશ્મન હોય છતાં મરનાર શુરવીરના લોહીમાં આંગળી કપાળે લગાડી પ્રશંસા કરવાનો રિવાજ જૂનો જણાય છે. वीरातन-વીરપણું-શરાપણું.

# का० प्र० खण्ड–३.

२ **मइ**–મે. ત્રીજી વિ૦ **एक दुर्ग**–એક કિલ્લો. સમિયાણું.

૩ **सिलाम–अ० सलाम**–ઇસ્લામ ધર્મમાં એક બીજાને મળે ત્યારે બોલવાનો શબ્દ. "સલામ આલેકૂમ"–તમે સલામત રહો, જેના જવાબમાં સામો માણસ કહે કે 'વ આલેકૂમ સલામ'–અને આપને પણ સલામ. **सरि करिउ पसाउ**–હૂકમ શિરપર ધરીને–આજ્ઞા માથે ચઢાવીને. **संभरनुं राउ**–સંભરપતિ–ચોહાણ રાજા–કાહ્નડદે.

૪ **सुरताणी**–સુલ્તાનના. **सभासिद्ध**–સભા રહિત. **रा**–રાજા. **प्रधान पूछया चहुआण**–ચહોઆણે પ્રધાનને પૂછ્યું. પ્રધાન પૂછાયા. **किस्यूं वचन कहाव्यूं सुरताण**–સુલ્તાને શું કહેણ કહાવ્યું છે ?

૫ **कहि तेणी समइ**–તે સમયે કહે છે. **अंगमइ**–વેઠી શકે–ટક્કર ઝીલી શકે. સરખાવો 'મરણ આંગમી ભરે છે ભૂઠી, દીલની દુગ્ધા વામે જોને' પ્રીતમ. **जास तणु**–જેનું. 'જાસ'–જેનુ એને તણુ પ્રત્યય લગાડયો છે. છઠ્ઠી વિ. નો બેવડો પ્રત્યય–જૂવો–**का–प्र०** ૧–૫. **भूतलि भडवाउ**–જેની પૃથ્વીમાં ભડવીરમાં ગણત્રી છે એવો.

૬ **लख**–લાખ. **तेजी**–ઘોડા. **गयमर ठाठ**–ગજવર ઠાઠ. હાથીઓનો સમૂહ. **भडंतां**–લઢતાં. **तडोवडी**–બરોબરી.

૭ **मेल**–સંધી–સલાહ. **वेढि**–લઢાઈ.

૮ **तीन परि–तीणी पिरि**–તે પેરે–તે રીતે. **ल्योस**–લઇશ. ભવિષ્યકાળ. **हवइ**–હવે. **भणसि**–કહેશો–કાઢશો. **थाडि बलि**–થોડે બળે. થોડું બળ છતાં.

૯ **दलिउ**–દળ્યું. કાપી નાંખ્યું. **रलिउ सं० रि**=જવું. રખડ્યો રઝળ્યો.

૧૦ **सरवरि**–સપ્તમી વિ૦. **जूउ**–જુવો; **मान**–કદ–જથ્થો. ભર્યા સરોવરમાંથી પોપટ ચાંચ ભરીને પીએ તો પાણી કેટલું ઘટે ? **समीयाणे...क्सिउ**–સમીઆણા લીધું તેમાં શો મોટો પુરૂષાર્થ કર્યો–શો મોટો મોર માર્યો !

૧૧ **आवसिइ**–આવશે. **वली**–ફરીને. **आवर्जन-सं० आवर्ज-आवर्जनम्**. મન હરણ કરીશું–મનરજિત કરીશું–ઠીક મહેમાન દારી કરીશું. અર્થાત ઠીક જંગ મચાવીશું. વિપરીત લક્ષણા. **पराण**–બળ. **सूअर सं० सूकरः** સુવર–ભૂંડ–ડુક્કર. સુલ્તાન ન આવે તો તે સૂવરની માટી ખાય એવા સમ દે છે. મુસલમાનો સૂવરને ઘણું અપવિત્ર ગણે છે તેથી.

૧૨ **हठि चडी**–હઠે ચડીને–દઢતાથી. **नवि लाई घडी**–ઘડીએ ન લગાડીને. તરત જ. **अवगणना** અપમાન.

૧૩ **आगलि रही**–આગળ રહીને. હજૂરમાં સામા ઉભા રહીને. **अरदास**–અર્જ–વિનતિ. **लील विलास**–વિલાસી, વૈભવી. **सायर**–સાગર. **वडवानल**–સમુદ્રમાં રહેલો અગ્નિ. **नमइ**–નમે નમણું આપે.

૧૪ **किसी......तणी**–સમીઆણાની શી વાત ? **कीहु....धरु** તમે શેનો મનમાં ગર્વ ધરો છો ? શાને માટે ફૂલાઓ છો. **साति...डुंगरु**–સાત સાત વરસે–એક નાના ડુંગર–નાના ટેકરા ઉપરનો ગઢ લીધો !

૧૫ **झूझार**–લડવૈયો. **काह्नडदेनु—वखाण**–કાહ્નડદેનું શું વખાણ કરો છો ? **हाकइ**–હાકેટે છે. હાકટી ઉઠે છે.

૧૬ **हुं...आपणी**–હવે હુ મારી બુદ્ધિમાં આવે તેજ કરૂં. હુ જાતેજ કામ કરૂ. **नांखू खणी**–ખોદી નાંખુ–ઉખાડી નાંખું.**सूर...**
**...तिसिउ**–સૂર્ય ઉગે ત્યાં દીવો શી ગણત્રીમાં ? સાક્ષાત ગરૂડની આગળ સર્પનો શો હિસાબ ?

૧૭ **गजमाल**–હાથીની હાર. **झंपइ**–ઓલવે, બુઝાવે. **सेन-सं० श्येनः** સીચાણો–શકરો–બ.જ. **वालु दोट**–દોટ દેઉ–ઝડપ નાંખું.

૧૮ **साव दळि**–બધા સસ્કર સાથે. ત્રીજી વિ૦. **खेह ..डामरी–** ઉલટાવેલો ક્રમ–ડામરીની ખે ઉડી.**डामरी–सं० डमरः–डामरः** ભયકર દેખાવ.

**गमे गमे**–ચાતરફ–ઠેકાણે ઠેકાણે. **दहदसि**–દશે દિશાએ–ચોતરફ. **पाधरा**–સીદ્ધા. **फेर**–ફેરને રસ્તે.

૨૦ **मारुदेस**–મારવાડ. **ऊजडीउ**–પાધર કર્યો. **गालु**–ગાળો–ગાળામાં આવેલું પ્રાણિ. **आखेट**–શિકાર. શિકારમાં ગાળામાં જે સપડાયુ–આવ્યુ–તે ખરૂ. જાલોર લેવા જતાં રસ્તામાં ભિન્નમાળ આવી ગયૂ તો તેએ ઠીક. **पडिउ हाथ**–હાથ આવ્યુ–સર થયુ.

૨૧ **लूसी ..मेलाण**–શહેર લૂંટો અને મુકામ કરો. **ब्राह्मण . जई** પિસ્તાળીસ હજાર દેવો બ્રાહ્મણ થઇને અહિ પૃથ્વીપર અવતર્યા હતા. ભિન્નમાળના પિસ્તાળીસ હજાર બ્રાહ્મણો પૂર્વ જન્મના રૂષિયો હતા.

૨૨ **भणवा भणी**–ભણુવા તરફ–ભણુવામાં. **अंगि सहित**–વેદનાં અંગો સહિત. છ શાસ્ત્રો વેદનાં અંગ ગણાય છે. વેદના અર્થ સમજવાને એ છએ શાસ્ત્રનો અભ્યાસ જરૂરનો છે.
**शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छंदसां चितिः । ज्योतिषामयनं चैव षडंगो वेद उच्यते ॥** શિક્ષા–શુદ્ધ અને બરાબર રીતે સ્વર કાઢવા અને ઉચ્ચારણ કરવા સંબંધી

શાસ્ત્ર. **कल्प**–કર્મકાંડ અને વૈદિક કર્મ કરવાની રીત વગેરેનું શાસ્ત્ર. **व्याकरण**–વ્યાકરણ. **निरुक्त**–અઘરા વૈદિક શબ્દોની વ્યુત્પત્તિ અને અર્થ સંબંધે શાસ્ત્ર. **छंद**–પિંગળ શાસ્ત્ર. **ज्योतिष**–ખગોળ વિદ્યા. **च्यारइ**–ચારે. **ऋक्, साम, यजुः** અને **अथर्व**–ચારે વેદ. **अंगि...वेद**–જે બ્રાહ્મણોને ચારે વેદ અને તેના અંગો જીભાગ્રે છે તેવા. **आचर्ण** વર્તણુક-આચાર. **वर्त्तइ**–વ્યાખ્યાન કરે છે.

૨૩ **विद्या चौद**–ચૌદ વિદ્યા. ચાર વેદ, ૭ વેદાંગ, એ મિમાંસા, ધર્મશાસ્ત્ર અને પુરાણ. **अढारपुराण**–પુરાણ-ઐતિહાસિક ગ્રન્થો–એમા અઢાર મુખ્ય છે. આ ચૌદમાં આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ, અને અર્થશાસ્ત્ર એ ચાર ઉમેરીને અઢાર વિદ્યા પણ કહેવાય છે.

**अंगानि वेदाश्चत्वारो मीमांसा न्याय विस्तरः । धर्मशास्त्रं पुराणं च विद्याह्येता चतुर्दश ॥ आयुर्वेदो धनुर्वेदो गांधर्व श्चेति ते त्रयः । अर्थशास्त्रं चतुर्थं तु विद्या ह्यष्टादशैवतु ॥**

બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, શિવ, ભાગવત, નારદીય, માર્કંડેય, અગ્નિ, ભવિષ્ય, બ્રહ્મવૈવર્ત, લિંગ, વારાહ, સ્કંદ, વામન, કૂર્મ, મત્સ્ય, ગરૂડ, બ્રહ્માંડ.

**ब्राह्मं पाद्मं वैष्णवं च शैवं भागवतं तथा ।**
**तथान्यन्नारदीय च मार्कंडेयंच सप्तमं ॥**
**आग्नेय मष्टकं प्रोक्तं भविष्यन्नवमं तथा ।**
**दशमं ब्रह्मवैवर्तं लिंगमेकादशं तथा ॥**
**वाराहं द्वादशं प्रोक्तं स्कांदं चात्र त्रयोदशं ।**
**चतुर्दशं वामन च कौर्मं पचदशं तथा ॥**
**मात्स्यं च गारुडं चैव ब्रह्मांडाष्टादशं तथा ।**

**आयुर्वेद**–ઔષધી અને આરોગ્ય સંબંધી શાસ્ત્ર–એ અથર્વ વેદનો ભાગ ગણાછે. એ શાસ્ત્રના આઠ વિભાગ કરાય છે, ૧ શલ્ય–શાસ્ત્રવિદ્યા. ૨ શાલાક્ય–મસ્તક અને તેના ભાગના રોગનાં ચિન્હો ઇ. ઇ. સંબંધી શાસ્ત્ર. ૩ કાયચિકિત્સા–શરીરના મસ્તક શિવાયના ભાગના રોગના ચિન્હો ઇ. ઈ. સંબંધી શાસ્ત્ર. ૪ ભૂતવિદ્યા–માનસિક રોગ અને ગાડપણ વગેરે સંબધી. ૫ કૌમારભૃત્ય–નાના છોકરાંના રોગ. ૬ અગદતંત્ર. ૭ રસાયનતંત્ર. ૮ વાજીકરણ તંત્ર–જનનેંદ્રિય શક્તિવર્ધક ઔષધો અને ક્રિયાઓ. **चरह**–ચરક–વૈદ્યકનો જૂનો માન્ય ગ્રંથ. **संगीत**–નૃત્ય, ગીત અને વાદિત્રનુ શાસ્ત્ર. **जातकि**–કોઇના પણ જન્મ સમયે ગ્રહોની સ્થિતિના ગણિતનુ જ્યોતિષ. **पिंगल**–છંદશાસ્ત્ર. પિંગળ નામના ઋષિ જે છંદ શાસ્ત્રના પિતા કહેવાય છે તેમના નામ ઉપરથી પડેલુ શાસ્ત્રનું નામ. **भरह विनीत**—ભરત મુનિયે પ્રતિપાદિત શાસ્ત્ર.

૨૪ **नाटक विद्या**–નાટય શાસ્ત્ર. **ब्रह्मपुरी**—બ્રાહ્મણોની નગરી. **श्रीमाली**–શ્રીમાળના—ભિન્નમાળના બ્રાહ્મણો. **गिरुआ गोत्र**–ગરવા–ચઢિઆતાં, ગોત્ર–કુટુંબ–પ્રખ્યાત કુટુંબ. **घरि घरि**–ઘેર ઘેર. **अवसथि**–સં० **अवसथ**. ઘર. **आवसथ**–ઘરમાં હોમનો જારી અગ્નિ રાખવાનો ઓરડો. અગ્ન્યાગાર અગ્આરી–પારસી લોકોની અગીઆરી. **अग्निहोत्र**–નિત્ય હોમ કરવાનો ચાલુ રાખેલો–ઓલવાવા ન દેવાય એવો–અગ્નિ.

૨૫ **स्मृति**–પ્રાચીન કાળના મહર્ષિયોએ ચાલતા આવેલા નિયમો, રીત, રિવાજ વગેરેના સ્મરણ ઉપરથી લખેલા ગ્રંથો–શ્રુતિ–વેદ જે માત્ર નાદ–સાંભળવાથી જણાયા છે તેનાથી ભિન્નતા બતાવવા આ ગ્રંથોને સ્મૃતિ કહેવાય છે. મુખ્ય સ્મૃતિકારો અઢાર છે.

**विष्णुः पराशरो दक्षः संवर्त व्यास हारिताः।**
**शातातपो वसिष्टश्च यमापस्तंब गौतमाः॥**
**देवलः शंख लिखितौ भरद्वाजोशनो त्रयः।**
**शौनको याज्ञवल्क्यश्च दशाष्टौ स्मृति कारिणः॥**

જોકે સ્મૃતિઓ અઢાર છે પણ યૂગ યૂગમાં જૂદી જૂદી સ્મૃતિનું મહત્વ ગણાય છે.

**कृते तु मानवो धर्मः त्रेतायां गौतमः स्मृतः**
**द्वापरे शाङ्ख लिखितः कलौ पाराशर स्मृतः**

**नितु नितु**—રોજ રોજ. **खटकर्म**—૭ કર્મ—બ્રાહ્મણને રોજ કરવાનાં ૭ કામ—૭ ધર્મ—યજન, યાજન, અધ્યન, અધ્યાપન, દાન અને પ્રતિગ્રહ ( **अमर** પ્રમાણે ).

**अध्यापनमध्ययनं यजने याजने तथा**
**दाने प्रतिग्रहश्चैव षट्कर्माण्यग्र जन्मनः॥**

**इन्द्रादिक......जाग**—જેમા ઇન્દ્રાદિ દેવોને હૃતદ્રવ્યનો ભાગ મળે છે એવા ( ભિન્નમાળમાં ) રોજ યજ્ઞ કરાય છે.

૨૬ **भेटि...नासि**—જેમને—જે બ્રાહ્મણોને ભેટવાથી પાપ તો નાશી જ જાય...**धोतिऊं.. आकासि**—એમના—ભિન્નમાળના બ્રાહ્મણોના બ્રહ્મ તેજના સામર્થ્યને લીધે તેમનાં ધોતીઆં આકાશમાં—અદ્ધર, વળગણી કે ટેકા વગર—સુકવાય છે. **मांज्यां**—**सं० मृज्**—સાફ કરેલાં—માંજેલાં. **त्रंबाळू**—તાંબાનાં તર્પણ કરવાનાં વાસણ—તરભાણાં. **सस्य-सं०शिष्य**=બ્રાહ્મણોને ત્યાં ભણનારા બ્રહ્મચારીઓ—શિષ્યો. **भणंता**—ભણતા—જતાં જતાં વેદ કે શાસ્ત્રોની ધૂન મચવતા.

૨૭ **आगे**—પૂર્વે. **सरिया**—થઇ ગયા. **सहस अठ्यासी**—અઠ્ઠાશી હજાર. પ્રાચીનકાળમાં રૂષિયોની સંખ્યા અઠ્ઠયાશી હજારની

કહેવાય છે. **जाणि...अवतरिया**—જાણે પૂર્વે થઇ ગયેલા અઠ્યાશી હજાર રૂષિયોએ અહિં ( ભિન્નમાળમાં ) પુનર્જન્મ લીધો. **यह**—એમને.

૨૮ **पुहवि**—પૃથ્વિપર. **भाखरीं**—દુભાષિયાએ—**हईडइ**—હૈયામાં, મનમાં. ત્રીજી વિ

૨૯ **फुरमाण**—ફરમાન-હૂકમ. **भाइलु**—આ વ્યક્તિ ડાહીયા રજપુત જેઓ કાહ્નડદેવના દબી ગયેલા પ્રતિસ્પર્ધી હતા તેનો પ્રધાન હતો. સમીયાણાના ઘેરા વખતે તળાવને ભ્રષ્ટ કરવાની સલાહ આપનાર પણ આ જ હતો. **आगेवाण**—આગેવાન—બાહડમેર પડેલા મુસલમાન લશ્કરને ભિન્નમાળ લઇ જવા મોખરે થયો. **साहसी**—હિમ્મતવાન. **साहसो...थयु**—કોઈ હિમ્મતવાન રજપુત આગળથી ગયો. બ્રાહ્મણોને ચેતાવવા બુમ લઇને. **बूंबीउ**—બૂમાટો.

૩૦ **फेरिउ वीर**—તેણે આદમીને ફેરવ્યો—સાદ પડાવ્યો.**पाडीउत्रास**—ત્રાસ પાડયો. બ્રાહ્મણોને ચેતાવ્યા—ભડકાવ્યા. **विप्र...निर्वास**—બ્રાહ્મણો ઉતાવળથી નાસો. જતા રહો. ઘર છોડી દ્યો. **दीजइ होम**—આહુતિયો હોમીએ. **दोहीइ गाइ**—ગાયને દોહીએ. **विहाणा मांहि**—**प्रा० विहाणम्.** સવારમાં—પરોઢમાં. આહુતી દેવાય, ગાય દોવાય, તો પરોઢમાં નસાય.

૩૧ **पाडुऊं**—ભૂડું—પાપ ભરેલું—ગુજરાતી મૂળમાં ઉ ઉમેરાઇ વિશેષણ બને છે; જેમકે સમજુ, ખોળુ, ધાડપાડુ. એમાં સ્વાર્થ પ્રત્યય ભળી જૂની ગૂજરાતીમાં પાડ ઉપરથી પાડુઉં થયું છે. અર્વાચીન ગૂજરાતીમા ગાદ મૂળ ઉપરથી ગાડુઓ. જૂવો ધ્રુવની ભાલણની કાદમ્બરીની સમજુતી. **धरि**—પકડે છે. તાબે કરે છે. **ताखति**—લૂંટ. **लगाडिऊं**—લગાડયું—સળગાવ્યું—બાળ્યું.

૩૨ **वळयां कटक**-લશ્કર પાછાં ફર્યાં. **ऊगिउ भाण**-સૂર્યોદય થયો -પ્હો ફાટયો. **हवइ...आपणइ**-હવે આપણે ઉગરવું શું ?

૩૩ **जोउ ए वात**-વાત તો જૂઓ. જૂઓ તો ખરા. **देहरासरि**-દેરાસરમાં-દેવળમાં-દેવસ્થાન જેવા ભિન્નમાળમાં-**उपघात**-ઘાત. **जीवी...काज**-જીવીને પછી કરવું શું ?

૩૪ **आवइखोडि**-ખોડ આવે-બટ્ટો આવે-કલંક ચોંટે. **मसाणी**-મહાસાણીનું ટૂંકું થઈ ગએલું રૂપ-સાણી-ઘોડાનો ઉપરી અમલદાર—સેનાપતિ. **घोडां छोडि**—ઘોડા છોડે. ઘોડાં ઘોડારમાંથી કઢાવી તૈયાર કરાવે. **पुहंत**-પહોકંત-પહોચત-આવી પહોંચે છે.

૩૬ **न जेडि**-વાર ન કરશો.

૩૭ **ताह**-તેમના. **ताह तणइ**-છઠ્ઠીનો બેવડો પ્રત્યય. **मुखि**-મોં આગળ-સામે. **मंडइ**-ઉભુ રહી શકે. **ताह...कुण**-તેના મોં આગળ કોણ ટકી શકે ? તેની સામા કોણ ઉભુ રહી લઢી શકે ?

૩૮ **अंगणि**-આંગણે. **नर निकुंभ**-નિકુંભ જાતનો રજપુત-વીર. **गोहिल्ल**-ગોહેલ્લ જાતના રજપુત.

૩૯ **श्रीगरणि**-સિક્કો-મહોર રાખનાર અધિકારીએ. **वही**-ચોપડો-દફ્તર, સરખાવો વહીવંચા-અમુક વંશનો ઇતિહાસ વિગેરે લખેલો ચોપડો (વહી) વાચનાર-ભાટ. **सेलहुत**-શેલોત-સેલોત.

૪૨ **माटी भला**-માટી-મર્દ-બહાદૂર.

૪૩ **चंग**-સારા.

૪૭ **मेछनुकाल**-મેછ-મુસલમાનને કાળરૂપ એવો.

૫૧ **जके**-જેમને. આ શબ્દ મારવાડીમા પ્રચલીત છે. **साणहिया** -ઘોડાવાળા.

૫૩ **वाहर**–વાર–મદદ કરવાને માટે ગએલી ટુકડી. **वाहर...चडइ** –વારે ચઢતી વખત કોપે ધધડી ઉઠે છે. **काच्छेले**–કચ્છી–કચ્છના.

૫૫ **ए आगिला बुद्धि बल प्राणि**–બુદ્ધિબળ અને શારીરિક બળમાં આગિલા–આગેવાન–પ્રથમ પક્તિના શ્રેષ્ઠ. **करडि**–કરડા–તીખા–તેજવાન.

૫૭ **पवन वेगि जे चालइ चंग**–જે પવનને વેગે સારી રીતે ( રવાલમાં ) ચાલે છે તેવા.

૫૮ **खुरासाणी**-ખુરાસાનના અગર ખુરાસાનની ઓલાદના (ઘોડા) **खिति**–પૃથ્વિ. **प्राणि**–બળવડે.

૬૬ **खणइ**–ખોદે છે. **हेखारव–सं० हेषारव**–હિસારવ–ખૂંખારા–હણહણાટ.

૬૭ **तेजवंत**–જલદ. **नवि मानइ साट**–સાટ–લગામને ન માનઈ–ગાંઠે નહિ એવા–જલદ. **ऊवट**–ઉફરાંટે–ધોરી નહિ એવા (રસ્તે).

૬૮ **भाजेज्यो**–ભાગજો–હરાવજો. **भडी**–લઢીને.

૬૯ **पीयाणे**–મુકામે.

૭૩ **साहमु ऊठिउ**–સામે ઉઠયો–સામો ધાયો.

૭૫ **लोहडा तणी कटाकटी ऊडि**–તરવારો ( લોહડાં ) ની કટાકટ ઉડે છે. **यंत्रि पुहुतु सूर**–સૂર્ય બરોબર સાથે આવ્યો–જેત્ર મધ્યાન્હ થયા. યંત્ર–વખત માપવાનુ શંકુયંત્ર જેમાં સૂર્ય કિરણવડે યત્રની વચ્ચેના દાંડા જેવા લોઢાના ભાગના પરછાયાવડે કાળ મપાય છે એ. બરોબર મધ્યાન્હે પરછાયો પડતો નથી **रणतूर**–રણવાદ્ય–યુદ્ધનાં વાજાં.

૭૬ **ऊडवणी**–હૂમલો–ધસારો. **घोडे साट देई**–ઘોડાની ડોકપર લગામ મુકીને–છુટી લગામે. **जई फूटा**–જઇને પેઠા.

૭૭ **वयरि दैत्य देव नइ**--દેવ અને દાનવની પેઠે વેરે વળગે. વાત કરતાંમાં તો–તરતજ જોતાં જોતાં–દાનવને દેવ વેરે વળગે તેમ વળગે છે. **वेगि**–ત્વરાથી–ઉતાવળે.

૭૮ **तेजी दीधी साट**–સાટ–લગામ–ઘોડાને લગામ દઇ દઇને–છૂટી લગામે. **मचकोडया** તોડયા--મરડી નાંખ્યા. **म्हेलाव्या वाट**—રસ્તો તજાવ્યા–ભગાડયા.

૭૯ **गयमर...खंडइ**–અસે હાથીઓની હારને ભાલાથી ખળભળાવીને મારી–વિંધી નાંખી. **रणि पेरण मंडइ**–રણમાં પેરણું માંડે–રણમાં લઢે–ઝૂઝે.

૮૦ **गयणंगणि**–ગગનના આંગણામા–આકાશમાં. **ऊछीना–सं० अवच्छिन्न**-ઉપલક્ષિત.

૮૧ **वीज......कायर कांपइ**—તેમની તરવારો વીજળીની પેઠે ઝબૂકે છે ને જોઇને કાયર ભીરૂ હોય તે થથરી જઇને કંપી ઉઠે. **पाछा ..चांपइ**–(પણ) આ પદાતિઓ પાછી પાની ન કરતાં આગલી ભોય જ ચાંપે છે–અગાડી જ ધસે છે.

૮૨ **आवाले–प्रा० आवालयं**–નવાણમાં પાણી આવવાનો સપાટ રસ્તો–આવણો–સાફ–નિષ્કંટક.

૮૩ **एक**—કોઇ. **भीछ**—ભયંકર.

૮૪ **मूलगा**–મુખ્ય; સરખાવો **मूलगु प्रधान**. **कीधी केडि**–કેડિ–પૂંઠ–પૂંઠ લીધી–પાછળ પડયા. **ऊगरता**–જે ઉગર્યા તે. **रानि भमाडया**—રણમાં વનમા રઝળાવ્યા–ભમતા કર્યા.

૮૫ **छोडयां**—છોડવ્યાં. **विसमे**–સહજમાં જવાય નહિ એવે. **वालि**–ઘોડારમાં.

૮૬ **बगतर**–બખ્તર. **लीआ उदाली**–લઇ લીધાં–પડાવી લીધાં.

૮૭ **ऊदाल्यां**–ઝૂટવી લીધાં.

૮૮ **धूरि**—આગેવાન–મોખરાનું. **आगलि**–આગળ–લૂંટ અને પાયદળને અગાડી કરી.

૮૯ **तेणइं...हूति**—તે દિવસે અમાવાસ્યા–અમાસ હતી. **खूडलिइं...पालि**––લખણુ સેવટુ અને સાલ્હુ સોભતુ તે વખત ખૂડલીમાં સરોસરની પાળે રહ્યા.

૯૦ **पल्हाण हलाव्यां**–ઘોડાની પીઠ તપી ન જાય માટે મુસાફરીને અંતે તગ ઢીલો કરી સામાન સ્હેજ ઉચો કરી પાછો મુકાય છે. ઘોડાનાં પલાણુ હલાવ્યાં.

૯૦ **सीतल छाया लीधी**–ટાઢે છાંયડે બેઠા–મુકામ કર્યો. **खाण चासणी**–ખાણુ ચાસણી–ચંદી–એક જ અર્થવાચક બે શબ્દો. હાલ ખાણુ અને ચાસણી ( ચંદી ) જૂદા અર્થમાં વપરાય છે. ઘોડાને ખવરાવવાનું ધાન તે ચદી અને ઇતર ઢોરને ખવરાવવાનું તે ખાણ.

૯૧ **मेछ**–મ્લેચ્છ–મુસલમાન. **डाब**-હાથે પહેરવાનાં બખ્તર. **कोठि**–શરીરે કોઠા ઉપર–ધડ ઉપર પહેરવાનાં બખ્તર.

૯૩ **जे...आविउ**–તુરક લોકોએ તળાવે હૂમલાની ખબર આપવા જે નોબતો વગાડી તે સુર સાંભળીને મલિક નેબ ઉતાવળથી ત્યાં આવ્યો.

૯૬ **रूंडमुंड-सं० रुंड**—માથા વગરનું ધડ. **मुण्ड**–માથુ –માથા વગરનાં ધડ અને ધડ વગરનાં માથાં. **रडवडइ**-રડવડે છે. **उभे**–ઉચે. **पाखलि**–ચોતરફ.

૯૭ **फेरी वींटी**–ફરતા વીટી લઇને. **ऊडव्या**–તતાર્યા–હાથીઓને હૂમલો કરવા ધસાવ્યા. **कीधां बाण संधाण**–કમાનપર બાણુ તીર ચઢાવ્યાં.

૯૮ **खेडां...मांडो**–ભાલાનો કોટ કર્યો. ધસારો લાવનારને ભોંકાય એમ ભાલા ગોઠવ્યા.

૯૯ **सुहड**–સુભટ. **सुडीर्नि**–ચાલીને. **नीरि गलंता चीर**–પાણી ટપકતાં લૂગડાં ભીનાં તરબોળ પહેરેલાં લુગડાં સહિત. **न जावा लाभइ**–જવા પામે નહિ. **आहाणि–सं० आ+हन**=મારવું. આઘાત કરવો. **प्रा० आहण**–મારે કે કે.

૧૦૦ **अंगमी**–માથે લઇને–વહોરી લઇને–વેઠી લઇને. **लोह**–લોઢું–તરવાર–ઘા પડશે તેની દરકાર કર્યા વગર સરખાવો ' મરણું આંગમી ભરે છે મૂકી દીલની દુગ્ધા વામે જોને ' પ્રીતમ. જોને ' આંગમણુ ' કહીએ છીએ તેની જોડે આ શબ્દને સંબંધ હશે ? **वाजइ...केकाणि**–ઘા વાગે છે; ઉઘાડાં અંગ છે તોએ ઘોડે ચઢયા.

૧૦૨ **ऊथला–उत्थला परिवर्तनम्** । **दे०ना०मा०** । ટૂમલા. **सिइ**–પોતે.

૧૦૩ **रणवटि रहु**–રણમાં રહ્યો–મરાયો.

૧૦૪ **फेडिउ**—ફેડ્યુ–બધાનો નાશ કરી ઉજ્જડ કર્યુ. **सुद्धि करेवा**–ખબર કરવા. **सुद्धि...राय** રાજાને હારની ખબર કરવા જાય એવુ કોઇ ઉગર્યું નહિ.

૧૦૫ **ललाटि**–ભાલમાં–કપાળમાં. **वांदणू**–વંદન–આંગળીપર લઇને કપાળે અડાડવું તે. **तुह तणी**–તારી–છઠ્ઠી વિ૦ બેવડો પ્રત્યય.

૧૦૬ **राउतवट**–રજપુતપણું–રજપુતની રીત–ટેક. **साहमा**–સામે મોંએ. **सवेउ**–સર્વને. **सुर**–દેવતા.

૧૦૭ **उच्चरइ पुराण**–જૂની વાત કહે છે. **माणस**–નીર પુરૂષ–મરદ.

૧૦૮ **रबारी**–રબારી–આહેર–જેઓ સાઢો રાખે છે. જૂના કાળમાં કાગળ પત્ર, સંદેશા લઇ જવાનું કામ આ લોકો કરતા. ઘણી ઝડપ ચાલવાળી સાંઢણીઓ રાખતા. **जमलु**–સાથે.

૧૦૯ **सर**-સુર-અવાજ. **तुरी तारवो**-ચીણી કાઢેલા-ચુંટી કાઢેલા ઘોડા લઇને.

૧૧૦ **राउत...हथीआर**-રજપુતોએ હથીઆર ઠીક વાપર્યા. સારી રીતે લઢયા.

૧૧૧ **पातसाह...सलाम**-સંદેશો કહીને-શાહને સલામ કરી. **आणंदिउ**-આનંદ પામ્યો. ખુશી થયો. **तस**-તેને. **पंचांग पसाउ**-પાંચે અંગના પોશાક.

૧૧૨ **शुद्धि**-ખબર. **न आव्या वही**-પાછા આવ્યા નહિ. **कां म्हारु रही**—શું કરવા રહે-થોભે.

૧૧૩ **दूहवण**-દૂભણુ. ફીકર. **नवि टलि हणार**-થવાનું તે ટળે નહિ. હણાર-થવાનું-ભવિષ્યમાં નિર્માણુ થયેલું. ભવિતવ્યતા. **चाडि**-ચાડે-પારે.

૧૧૪ **रांधिल**-રાંધનાર-રસોઇયો-**कंसीयातणू**-કાંસાનું. **प्रहार म वालिसि घणू**—ઘણું પછાડીશ નહિ. ઘણું ખખડાવીશ નહિ.

૧૧૫ **लोह तणइ भिइ**-લોઢાના (તરવારના) ભયે. તરવારના ખખડાટને લીધે. **बिहइ बाप**-બાપ બ્હીએ છે. **नासी ...आप**-નાસી આવીને જાત ઉગારી-બચાવી છે. **सांसहु**-સાંખુ.

૧૧૬ **मोकलाविउ**-મહિપે રાજાને સમાચાર મોકલ્યા અને લશ્કર લઇને ત્વરાથી લઢવા ચઢી ગયો. એણે બસે સાથીઓ સહિત સરૂપ મલિકને પોતાને હાથે કાપી નાખ્યો.

૧૧૭ **अमरापुरि**-ઇન્દ્રની રાજધાની-દેવલોકની નગરી-પુરાણોમાં જૂદા જૂદા દેવોની નગરીઓના નામ આપ્યાં છે તેમાં વિષ્ણુની વૈકુંઠ, શિવની કૈલાસ, કુબેરની અલકાપુરી. **सांचरिउ**—સાંચર્યો-ગયો.

११८ **जास तणु**–જાસ–જેનુ. છઠ્ઠીનો એવડો પ્રત્યય. **आगलि ऊभी**–અગાડી ઉભી રહીને. **ऊभ** ક્રિયાપદ હાલપણ કાઠીઆવાડમાં પ્રચલિત છે. જેમકે ઉભી ઉભીને થાક્યો. ઉભો. ઉભતો જ નથી ઇ. ઇ. **जाति स्मरणिका**–પૂર્વ જન્મનાં સ્મરણવાળી. પૂર્વ જન્મમાં કોણ હતી, શું હતું, તેના જ્ઞાનવાળી. **शकुन**–શાકુન શાસ્ત્ર–જ્યોતિષની એક શાખા. અહિ સમગ્ર જ્યોતિષશાસ્ત્રને માટે વાપર્યો છે. **सरुप**–સ્વરૂપ–શુકન કેવા છે વગેરે બધી હકીકત. **विमासी–सं० वि+मृश्**—વિચારીને.

११९ **नवि**–નવે–નવ અવતારમાં. **देव**–કૃષ્ણ. **आदि पुरुष**–કૃષ્ણ–વિષ્ણુ ભગવાન. **संहर्या**–સંહાર કર્યો–માર્યા. **दसमीवार**—વિષ્ણુનો દસમો અવતાર–મ્લેચ્છાંતક–કલ્કિ.

१२० **पंख...पतंग**–જો જઇને દીવે—દીવામાં પડે તો પતગીઉ પાંખ સહિત પોતાનું અંગ બાળે છે. **जउ**–જો. **चालीजा इसि**—ચાલીને જશે. જઇશ ભવિષ્યકાળ. **सही**—નક્કી. **लेसिइ**—ભવિષ્યકાળ.

१२१ **न मानइ**–માનતો નથી. શ્રદ્ધા બેસતી નથી **मन रंगि**–આનંદથી.

१२२ **आमतात**–આમ–પ્રજા–પ્રજાના પિતા. **लिलविलास**–લીલામાં વિલાસી. **भावि**-મને ભાવે–ગમે છે. **कूमर**—કુંવર. **मुझनइ**–મને–મારી સાથે.

१२३ **मनि**–મનમાં. **कुडउ**—કૂડો–નઠારો. **ऊछाह**—ઉમંગ–કોડ. **न हुइ**–ન થાય.

१२४ **नयर जोगिनि**–જોગણી નગર–દિલ્હી. **आणवू**-તેડાવું–અણાવું.

१२५ **आंतरु**–અંતરો–તફાવત. **भोग पुरंदर**—પુરંદર ભોગ (ઉલટાવેલો ક્રમ) પુરંદર–ઇન્દ્ર–ઇન્દ્રના ભોગ–ઇંદ્ર જેવો વૈભવ જેને ત્યાં છે એવો. **वचन विवेक**—વિવેકથી બોલવાની રીત.

૧૨૬ **भाव**-રીત. **सांसहु**-સાંખું. **वरि**-નીકર-વળી.

૧૨૭ **कइ.....मरुं**- યા તો વીરમદેને પરણું નિકર હું જરૂર મરણ પામું.

૧૨૮ **कुमरि...करु**-અમારી કુંવરી અને તમારો વર, હે કાહ્ન-ડદે વછેદિ-વિગ્રહ છે તેમાં, લડાઇને સાટે એમનો વિવાહ કરો.

૧૨૯ **तं देसिउं**—તો આપીશું. **जे मुखि मागसि**—જે મ્હોડે માગશો તે.

૧૩૧ **जासइ**-જશે. **आपसिइ**—આપશે. **अनामि**—ઇનામમાં. **मनि आणु रलि**-મનમાં આનંદ આણો-ખુશ થાઓ. **कोडि** -કોટી-કરોડ.

૧૩૨ **मनि हसि**-મનમાં હસીને. **पातसाह...इसि**-પાદશાહે આ પેર કરવા માંડી. **निवस**-અભિનિવેસ-ચોટ-નિશાન-લક્ષ્ય.

૧૩૩ **नवि देस्यु वेवाही मान**-અમારા વેવાઈ થવાનું માન નહિ આપીએ. **तुरकाणइ**-તુરક લોકને ત્યાં. **नवि...जान**-તુરક લોકોને ત્યા અમારી (રજપુતની) જાન નહિ આવે. **मेर... चडइ**-જો મેરૂ પર્વતનું શિખર તૂટી પડે તો એ ચોહાણ તમારી ચોરીએ ચઢશે નહિ. **चुरी**-ચોરી-લગ્ન વખતે વરે-કન્યાને બેસવાને નિર્માણ કરેલી જગા.

૧૩૪ **हाथेवालु**-હાથેવાળો-લગ્ન વખતે કન્યાદાન લેતી વખતે કન્યાનો હાથ વરના આપી કરવાનો હસ્તમેલાપ. **बिइसि**-બેસશે. **जिमण**-જમણ. **माहरुं**- માંહ્યરૂં-વરકન્યાને ચરભક્ષ કરાવતી વખત-કંસાર જમાડતી વખત સાત સાત માટલીઓ અગર ધાતુનાં વાસણનો એક છોડ-થાંભલો-એવા ચાર થાંભલા વચ્ચેની જગા. જયાં બેસી વરકન્યા એકબીજાને કંસાર જમાડે છે. **नहि...माहरुं**-માંહ્યરામાં ચરભક્ષ સારૂ બેસશે નહિ-

બેસવા પામશે નહિ. **निकलंक**—નિષ્કલંક. **मयंक—सं० मृगांक**—ચન્દ્ર.

૧૩૫ **वडा पुरुषनि**-( અમારા વંશના ) મૂળ પુરૂષને. **झंखिसि**—ઝંખે છે–ઇચ્છે છે. **आल**-ખોટું–ન થાય એવું. **मुहसाल**—મોસાળ–માના વંશના પુરૂષો.

૧૩૬ **लाजइ...छत्रीस**—છત્રીસે રજપુતોનાં કૂળને લાજ આવે. **एकवीस जे पृथ्वीराज**-મારી પૂર્વના એકવીસ રાજાઓ–એકવીસ પૂર્વજો–એકવીસ પેઢીઓ. **तेहु**-તેમનાં. **नीर उतरइ**—પાણી ઉતરી જાય–કીર્તિ ઝાંખી થાય.

૧૩૭ **राजगोत्र**—મારૂં ગોત્ર. **अहिठाण**—અધિષ્ટાન–સત્તા. **चाचिगदे**–કાન્હડદેવના બાપ સામતસિંહની પહેલાં રાજ કરતો કાન્હડદેવનો એક પૂર્વજ. એ રાજા બળવાન થઇ ગયો છે. **वटालूं**-વટલાવું–મુસલમાન જોડે સંબંધ કરીને.

૧૩૮ **निश्चल**-નિશ્ચય–નક્કી. **पूराणि**—પુરાણમાં–પૂર્વની વાતોમાં–પાછલા વખતમાં. **नवि सुणी**–નથી સાંભળી. **आगिइ... होसि नहीं**–પહેલાં થઇ એ નથી ને થશે એ નહિ.

૧૩૯ **अमृत...ढोलिइ**-હાથમાં આવેલું અમૃત કેમ ઢોળી નંખાય? રજપુતનો મળેલો અવતાર તેની પવિત્રતા મુસલમાન જોડે સંબંધ બાંધી કેમ વિનાશ કરાય? **भवि...बोलीइ**-ભવમાં બોળાવાડો–વગળ–કેમ કરાય? **खूटिइ...कोइ**—આવરદા ખૂટે બધાંએ મરે છે–આવરદા પૂરો થાય તોજ મરે છે.

૧૪૦ **जन्म...जाइ**-જન્મવામાં અને મરવામાં નિર્માણ કરેલા વખતમાં એક ઘડીએ આઘી પાછી થતી નથી. **मूकइ मान**—પોતાનો ટેક નહિ મૂકે. **रुठउ...सुरताण**—પાતશાહ–સુલ્તાન રૂઠીને શું કરશે?

૧૪૧ મગ કોરીને તેમા સદાએ રહે તે જીવનુ પણ કર્મ છૂટતું નથી. ભાવિ મિથ્યા થતુ નથી. સરખાવો. ' મગ કોરીને પેસતાં, કદી ન મૂકે મોત; આયુષ પૂરે ઉડી જશે, ગોફણ ગોળા સોત.' શામળ. સર્વેને પોતાનાં કર્મનાં ફળ મળશે. ( જો મરવાને ) પાંચમ નિમાઇ હશે તો છઠ્ઠ કેમ થશે ?

૧૪૨ **साम**–સમજૂત–શિખામણ. **दाम**–પૈસા–લાલચ આપવી તે. **भेद**–ભય ઉત્પન્ન કરીને સમજાવી કામ કાઢી લેવું તે. સામ–દામ–ભેદ–સમજાવીને, લાલચ આપીને અને ભય ઉપજાવીને કામ કરી લેવાની રીતો. **सईभरराइ**–શાભરપતિ–કાહ્નડદેવ.

૧૪૪ **तुह्मे पूछ्छु वीर**–તમે વીર કુંવર–વીરમદે કુંવર–ને પૂછો. **सोसहि**–સાને.

૧૪૫ **मछरीक**–મચ્છર–મત્સર. **अभिमान**–અહંકાર.

૧૪૬ **हठ आदर्यु**–હઠથી યુદ્ધ આદર્યું. **रडुद्रिथिया**–રડુદ્રીથી. **जांगी**–મ્હોટાં.

૧૪૭ **आप**–પોતે–ખૂદ. **गोलि**–ગોલામાં–એ નામના ગામમાં. સપ્તમી વિ૦ **छाह**–છાય. **सुंदरला**–સુંદર નામના તળાવને તીરે–**ला**–છઠ્ઠી વિ૦નો પ્રત્યય.

૧૪૮ **केकाण**–ઘોડા. **ठाण**—હાથી બાંધવાની જગા. હાથી, ઘોડા વગેરેને બાંધે છે તે જગા **राहवी**–રહનું પ્રેરકરૂપ–રખાઇ.

૧૪૯ **पाखलि...अहार**–ચોતરફ અઢાર કોસ ફરતો–અઢાર કોસના ઘેરાવાનો. **पातसाही**—પાદશાહનુ.

૧૫૦ **पट्टकुल**–લુગડાં–પડદા. **मेघवना**–**सं० मेघवर्ण**–ઇન્દ્રધનુષ્યના રંગનાં. રંગબેરંગી. **चंद्रआथिकां**–ચંદરવા–બાંધેલી ચંદનીમાંથી **झूबकां**–ઝૂમખાં.

૧૫૧ **त्रिकलसां**–મહેલમાં ઉચામાં ઉચી બેઠકની જગા જેના ઉપર નાના નાના ત્રણ ઘૂમ્મટ અને કળશ હોય છે તે. **सोना**-

**तणां**–સોનાનાં–ત્રિકળસાંની જોડે સંબંધ છે. **तारा...मिलइ**–આકાશના તારાનાં કિરણોની જોડે દીવાનાં કિરણો એકાકાર થાય છે. **कोसीसि**–કોસીસાં ઉપર–કોટમાં ઓથે રહીને મારો કરવાને રાખેલાં કાંણા જેને બહારથી નાની નાની કમાનો–કપિશિર્ષ–કરી હોય છે તે.

૧૫૨ **सांभलीइ**–સંભળાય. **पेखणां**–તમાસા–મહેલીઓ–ત્રિકળસાં જાણે ઇન્દ્રનાં વિમાન હોય નહિ !

૧૫૩ **त्रिकूट**–લંકાના એક પર્વતનું નામ. લંકાનો ગઢ. **लंक त्रिकूट सरीखडु**–ત્રિકૂટ ઉપરના લંકાગઢ જેવો **कनक सकोमल फूटडी**– સોનાની છતા કોમલ–સુંઆલી–મૃદુ–રૂપાળી. **वचि वचि**—વચ્ચે વચ્ચે. **रत्नबइठ**–રત્નની બેઠકો.

૧૫૪ **धज**–ધ્વજા. **सुविशाल**–ઘણી (સારી રીતે) મોટી. **चंद्रुआ**–ચદરવા. **चुफला**–ચોફાળના–ચાર ફાળ (પનાના). **जाल**–જાળી–મોતીએ–જાળીવાળી પાડેલી ભાત.

૧૫૫ **पंचवर्ण**–પચરંગી. **पटूलडां**–પટોળા; સુંદર ભાત છાપેલાં રેશમી વસ્ત્ર જે પૂર્વે પાટણમાં બનતાં હતાં. **परियंचि**—પડદા–કનાત. **घवल**–ધોળાં. **घुलहर**–ધવલગૃહ. અગાશી. **सुरंगी**–સારી રીતે, સારે રંગે ચિતરેલાં ચિત્ર.

૧૫૬ **पंचशब्द**–ચાર તરેહનાં વાદ્ય–**आनद्ध**, **सुषिर**, **तत**, અને **घन** અને ગાનારનો કંઠ એ પાંચેના સુર. **पंचमहाशब्द**–મોટી પદ્દીવાળાની અગાડી પાંચ વાદિત્રો વગાડવાનો હક્ક–પરવાનગી મળતી; જેમ નિશાન ડંકો, નોબત, છત્રી વગેરેની છૂટ રાજકૃપા દાખલ મળતી તેમ.મૂળ આ વાદિત્રો પંચમહાશબ્દમા ગણાતાં. દક્ષિણ તરફના શિલાલેખોમાં આ નામો મળી આવેછે.પાછળથી સામાન્ય રીતે યૂદ્ધનાં વાદ્ય એવો અર્થ આવ્યોછે.એ વાદ્ય તે(૧) શૃંગ (શિંગડું horn), (૨) તમ્મટ–તમ્બુર (tambour), (૩)

શંખ (counch-shell), (૪) ભેરી(kettle drum), અને (૫)જયઘંટા.જૂઓ.Epigraphica Indica Vol V.p.216 footnote. **नाटक**–નાટક કરનાર–નટ–નાચનાર. **पात्र**–પાતર –નાચનારી. **संगीत**–વાદ્ય–નૃત્ય–ગીત. **सलूणडां**–રસાળાં–દર્દભર્યાં. **स्वर सात**–સાત સૂર; ખડજ, રીષભ, ગાંધાર, મદ્યમ. પંચમ, ધૈવત, નિષાદ. સા, રી, ગ, મ, ૫, ધ, નિ. આ સાતે સૂરને સપ્તક કહે છે.

૧૫૭ **कान्हमेर** કાહ્નડદેવનો કિલ્લો–જાલોર. **दीपकमाल**–દીપમાલ–ઉચો ચણેલો સ્તંભ જેમાં ચોતરફ ગોખલા હોઇ તેમાં દીવા કરાય છે તે. **चंमर**–હિમાલય ઉપર થતી ગાયના પૂંછડાના વાળનો જૂડો જે મોટાં માણસો અને દેવ વગેરેને માખી ઉરાડવા માટે વપરાય છે તે–ચમરી. **कुलपाल**–વંશનો વડો. કુલપતિ.

૧૫૮ **अचिरज**–આશ્ચર્ય. **सुणिइ**–સાંભળીએ છીએ–સંભળાય છે.

૧૫૯ **बंदइ**–બન્દુ–નોકર, બંદાએ. **विसमु**–દુર્જય. **विसमा**–કપરા–જબરા. **झूझार**–લઢવૈયા.**पोलि**–દરવાજો. **पगार–सं० प्राकारः** –કોટ.

૧૬૧ **विनाणि**–વિજ્ઞાન વડે. ઘણી ચતુરાઈ વડે. **तुरकह**–છઠ્ઠી વિ૦ તુરકના.

૧૬૨ **दीहइ**–દહાડે. **रलइ**–રળે–મેળવે–બનાવે.

૧૬૩ **आंगम्या**–આંગમવૂં–માથે લેવું–ખેડવું. 'મરણ આંગમી ભરે જે મૂઠી દીલની દુગ્ધા વામે જોને.' પ્રીતમ. નવિ આગમ્યા–વેઠી શક્યા નહિ. **सीताई**–પાદશાહની બેટી. એનો છલ્લો અને એના નામની એક વાવ હાલ પણ જાલોરમાં છે.

૧૬૪ **देवकीनंद**–દેવકી–દેવક યાદવની દિકરી–વસુદેવની સ્ત્રી–શ્રીકૃષ્ણની મા–દેવકીના પુત્ર–શ્રીકૃષ્ણ પરમાત્મા. **गोविंद**–શ્રીકૃષ્ણ.

**शंख**–શ્રીકૃષ્ણનો શંખ, 'પાંચજન્ય'. **चक्र**–શ્રીકૃષ્ણનું આયુધ. **पहिरणइ**–પહેરવાનામાં–પોશાકમાં.

૧૬૫ **घडी**–ઘડેલી–જૂડી. **कानि**–કાનમાં–સપ્તમી. વિ૰ **लोलि**–લોલક. કાને પહેરવાનું ઘરેણું. **रत्नसू जडी**–રત્નથી જડેલી. લોલોની સાથે સંબંધ છે. **देव**–શ્રીકૃષ્ણ. **सामलूं**–શ્યામ. **कटीमेखला**–કંદોરો–કેડે પહેરવાનું ઘરેણું. **शब्द गभीर**–ગંભીર નાદ કરતી કટીમેખલા.

૧૬૬ **हवि**–હવે. **आश्यापुरी**–ચોહાણોની કુળદેવી આશાપરી માતા.

૧૬૭ **वुठउ**–**सं० वृष्ट**–વરસ્યો. **विलखु**—વિલક્ષ–ગભરાઈ ગએલું. **अंगार**–અગ્નિ.

૧૬૯ **उल्कापात**–**सं० उल्का**–ખરતા તારા–ખરતા તારાનો વર્ષાદ. અહીં અંગારાની વૃષ્ટિ. **विकराल**–ભયંકર. **विषम**–ભારે. **धुम**–ધૂમાડો.

૧૭૧ **करी मेल**–મેળ કરીને–સલાહ કરીને. **देसि**–આપશે–દેશે. **आविउ ऊतरी**–ગઢ (જાલોરનો કિલ્લો) ઉપરથી ઉતરી આવ્યો.

૧૭૨ **छडे पियाणे**–છડી સ્વારીએ—માત્ર જૂજ માણસો સહિત–એકલા એકલી.

૧૭૪ **तूं वीनवुं**–તારી વિનતિ કરૂં છું. તને વીનવુ છું. જુની રચના. **पाछां...अनि**–કટક–મુસલમાનનાં લશ્કરો પાછાં અહિ આણ. **राउ हम्मीर परि आदरुं**–હમ્મીરરાવની પેઠે કર. એ જેમ લઢ્યો તેમ લઢું. **नाम...करुं**–મારૂં નામ ચઢીઆતુ કર.

૧૭૫ **गढि**–કિલ્લા ઉપર–અહિં મેડતાને માટે વાપર્યો હોય એમ જણાય છે. મેડતા ઉપર ચઢી જાઓ. **विहाणइ**–વહાણે વાયે–સવારમાં.

૧૭૬ **पेरणुं**–હલ્લો. **आयस**–આજ્ઞા. **राउलूं**–રાજાનું.

૧૭૭ **पूनि**–ફરીથી. **वही आव्या**–ચાલી આવ્યાં. વહી હાલ પણ કાઠીઆવાડમાં આવા અર્થમાં વપરાય છે. 'વહ્યો ગયો'–જતો રહ્યો– વહી ગયો–જતો રહ્યો. **गहगहि**–ગરજે–ગડગડે.

૧૭૯ **जमलि**–જોડે.

૧૮૦ **ग्या**–ગયા. **वीटउ**–વીટયો–વીંટી લીધો. **पाखलिइ**–ચોતરફ. **अईआर**–યોદ્ધા. **पइठा**–પેઠા.

૧ ૨ **हेरु** ચાર–બાનમીદાર.

૧૮૪ **सहतु...छत्तिइ**–સહતુ પુનોલી વટાવીને જતાં. સહતુ પુનોલી વટાવીને જતો હતો ત્યારે–સતિસપ્તમી. **तहीइ**–ત્યારે–તે વખતે. **पातसाह मेडतिइ**–પાદશાહ તે વખતે મેડતે હતા. **सरिस्यू...सकारि**–વીસ હજાર સ્વારો સહિત સમસખાન શિકારે આવ્યો

૧૮૫ **मोकलाणि सरोवरि**–મોકલસર નામના ગામમાં. કવિયે સરનો પર્યાય વાપરીને 'મોકલસર'નું 'મોકલ સરોવર' કર્યું જણાય છે. મોકલસર જાલોર અને સમીયાણાની વચ્ચે સમાન્તરે આવેલું ગામ છે નકશો જુઓ. **हुरम**–फा.હુરઈન–હૂર–પરી–દેવતાઈ સૌંદર્યવાળી સ્ત્રી–મોટા માણસની સ્ત્રી.

૧૮૬ **राउ जुहारिउ सहु**–સૌએ રાજાને જૂહાર–નમસ્કાર કર્યો. જૂની રચના. **बंदिण**–બંદીજન. **परि**–પેર.

૧૮૭ **लही**–सं० **लभ्**. મેળવે છે **भाथाल**–તીરદાજ.

૧૮૮ **पायक**–પાયદળ. **अविलंबीउ**–રહ્યો–થોભ્યો. **दिवस...बुबीउ** એક દિવસ ત્યાં રહ્યો એટલામાં સુલ્તાની દળમાં બૂમ પહોંચી. શી બૂમ તે પછીની બે તૂકો ૧૮૯–૧૯૦ માં કહે છે.

૧૮૯ **असंभम**–અસંભવિત–ન બને એવી.

૧૯૦ **भाजवा भडी**–લડી–લડીને, ભાજવા–ભાગવા, નાશ કરવા.

૧૯૨ **लेउ**–લઈને. **अहिनाण**–એંધાણ. નિશાની. **आविसि**–આવીશ. ભવિષ્યકાળ.

૧૯૩ **तुझ तणइ**–એવડો પ્રત્યય–તારો. **जाती स्मरण भेद संधि लहइ**–પૂર્વ જન્મની સઘળી હકીકત–કારણ–લહઇ. **सं० लक्ष.**–જાણે છે.

૧૯૪–૨૦૩ આ તૂકોમાં કુંવરી પોતાના પૂર્વ જન્મની હકીકત કહે છે. પહેલાંના ૭ અવતારથી સંબંધ હતો તે વર્ણવે છે, અને આ સાતમો અવતાર છે એ કહે છે.

૨૦૪ **गाइ विणासो...करिउ**–ગાયનો વિનાશ કરીને–મારીને કામણ કર્યું. **साधिउ...गाइनिइ**–ગાયના ગર્ભ ઉપર ક્રિયા કરીને મંત્રની સાધના કરી, જેથી, **चित्त...रायनिइ**–રાજાને ચિતભ્રમ–ગાડપણ થયુ.

૨૦૮ **पूढि**–મ્હોટી–ઝાઝી.

૨૦૯ સંવત ૧૩૯૮ ની વૈશાખ શુદ છઠ્ઠ ને ગુરૂવાર. **से**–તે **उजली**–શુકલ પક્ષ–અજવાળીયુ. **पाख**–પક્ષ–પખવાડીયું

૨૧૦ **मस्तक...नाह**–અમારા મસ્તકનો–માથાનો **नाह**–નાથ–સ્વામી ધણી.

૨૧૧ **आहि**–આય. **लेशि**–લેશે.

૨૧૨ **थानक भ्रष्ट थिकु ऊधरुं**–હું જે સ્થાને ભ્રષ્ટ થઇ છું–હિંદુમાંથી મ્લેચ્છ કુળમાં જન્મી છું–તેમાંથી ઉદ્ધાર પામું.

૨૧૪ **जमाहरु**–જન્મારો–અવતાર.

૨૧૬ **काह्न सा करी**–કાહનડદે શા કારણ–શું કરવા.

૨૧૭ **तारा**–રામાવતારમા થયેલા સુગ્રીવના ભાઇ વાલીની સ્ત્રી. શ્રી રામચંદ્રજીએ સુગ્રીવની સાથે મૈત્રી કરી એના વેરી એના ભાઇ વાલીને માર્યો હતો. વાલીએ શ્રી રામચંદ્રજીનો કશો અપરાધ કર્યો નહતો માટે પાપ લાગ્યું હતું. અહલ્યા, તારા, દ્રૌપદી, સતી સીતા અને મંદોદરી એ સતીઓ કહેવાય છે.

૨૧૮ **न लाइ ताल**–તાળ–યોગ લાવ્યા વગર.

૨૧૯ **तेह भणी**–તેને અંગે–તે કારણથી.

૨૨૦ **मुक्तिक्षेत्र**–જ્યાં રહેવાથી મુક્તિ મળે એવી જગા. સાત મુક્તિક્ષેત્ર કહેવાય છે. "કાશી, કાંચી, અવંતિકા, માયા મોક્ષદ જાની, અવર અયોધ્યા, દ્વારિકા, મધુપુરી હરિરતિ દાની." દયારામ–સતસૈયા.

૨૨૨ **पूछिउ वाली**–પ્રતિઉત્તરમાં પુછ્યું–ફેરવીને પુછ્યું.

૨૨૩ **जउ**–જો. **पीआणूं**–પ્રયાણ.

૨૨૪ **अछइ**–સં૦ **अस्ति**–છે.

૨૨૫ **आय**–બળ, લશ્કર

૨૨૭ **वीर**–વીરસદેવ. **कुंडि जाबालि**–**जाबालि कुंडी**–જાબાલિ કુંડમાં.

૨૩૦ **कुणइ**–કોણે.

૨૩૧ **सुदरला तीर**–સુંદર નામના સરોવરની તડે–લા છઠ્ઠી વિ. નો પ્રત્યય. **परिअचि**–પડદો–કનાત.

૨૩૨ **जंवारा**—જન્મારા–પૂર્વજન્મની.

૨૩૪ **शिखरो**—પહાડી—રાગણી પહાડી. **पनुती**–પનોતી–ભાગ્યશાળી, સુખી. **तेहचा**–તેનો. **चा**–છઠ્ઠી વિ૦ નો પ્રત્યય. મરાઠીમાં કાયમ પેઠેલો આ પ્રત્યય ગુજરાતીમાં જૂના સાહિત્યમાં છૂટો છવાયો નજરે પડે છે; નરસિંહ મ્હેતાની કવિતામાં ઠેર ઠેર—ખસૂસ કરીને છાપ તરીકે–**नरसैयाचा स्वामी** રૂપે જણાય છે. ભાલણમાં પણ જણાય છે. પદ્મનાભમાં પણ આ વિરલ પ્રયોગ જ છે, એ વિચારવા જેવું છે. પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની ભાષામાં **चउ** પ્રત્યય છઠ્ઠી વિ૦ માટે અપવાદ રૂપ જ ડૉ. ટેસીટોરીને નજરે પડયો છે. ઉ–' **हु सेवुं सही तुमचा पाय.**' ડા૦ સર રામકૃષ્ણ ભાણ્ડાર

કર મરાઠી પ્રત્યય **चें-चा-ची** સંસ્કૃત તદ્ધિત પ્રત્યય **त्य** ઉપરથી ઉપજાવે છે; અને **इह, अत्र, तत्र** વગેરે અમુક અવ્યયોને જ લાગનારો આ **त्य** પ્રત્યય વ્યાપક થઇ જઇ બધાં નામને પણ લાગનારો મરાઠીમાં બન્યો એમ દર્શાવે છે. છતાં **प्रा० एच्चय** વાળી વ્યુત્પત્તિની સાથે સબળ વિરોધ ઉત્પન્ન થતો નથી. **एच्चय** ( એટલે, **ए** તે અમુક રૂપાન્તર કરનારી સ્થિતિનો અંશ બાદ કરતાં **च्चय** ) ને **त्य-त्यक्क** ગુજરાતીમાં અથવા તો અન્તિમ અપભ્રંશમાં-બહુ જ સંકુચિત પ્રદેશમાં **च** પ્રત્યય રહ્યો, અને સર્વનામની બ્હાર ક્વચિત્ વપરાતો જણાય છે; સર્વનામમાં પણ સંકોચથી જ. મરાઠી જોડે કશો સંપર્ક નહિ એવા સૈકાઓમાં ( નરસિંહ અને પદ્મનાભના સમયમાં ) આ પ્રત્યયના દર્શનથી એ સાબિત થાય છે કે તે મરાઠીમાં તેમજ પ્રાચીનતમ ગુજરાતીમાં ( અન્તિમ અપભ્રંશમાં ) એ રૂપ ત્રીજી સહીયારી ( પ્રાકૃત ) ભાષામાથી આવેલું. જુઓ કા૦ પ્ર. નું નૃ૦ ભો૦ દિ૦ નું અવલોકન. વસન્ત પુ. ૧૫ પા. ૪૭૫-૭૬. **पोखइ**-પોષે-સંતોષે. **पावसि-सं० प्रावृष्**-મેઘે-આકાશે.

૨૩૫ **मई**-મેં. **मन्मथ**-મન મથી નાંખે એવો-મદન-કામદેવ. **डुहव्यु**-દુભવ્યો. **निर्गुण**-નગુણી-ગુણ વગરની. **पीयु**-સંબોધન-હે પતિ. **परदेसणी**-પરમુલ્કમાં રહેનારી. **आपिआप संभारि**-પોતે કોણ છો તે પોતે જ સંભારી કાઢો.

૨૩૬ **नीगमुं**-નિર્ગમું-ગાળું-ગુજારૂં. **रयणि-सं० रजनि**-રાત્રિ. **घणेरी**-ઝાઝી-લાંબી-મોટી. **रहणू न जाइ**-કર્મણિ વિધ્યર્થ કૃદંત-રહ્યું ન જાય. **हिं० रह्या नहि जाता.** અપભ્રંશ વાક્ય રચના. જુઓ **सि. हे.** ૮ । ૪ । ૪૪૧. સરખાવો. **न सहिणू जाइ. का० प्र०**

१३७ **जलहीणी–स० हा–**તજી દેવું. જળથી છૂટી પડેલી. **कंत विहुणी**–કંથ વગરની. **खीणी–सं० क्षीण–**સુકાયેલી–લેવાયલી. દુર્બળ.

२३८ **जं मागसि त चोस–**જેમ માગીશ તેમ આપીશ.

२३९ **बीजां.. च्यारी—**બીજાં ચાર વાનાં માગીશ. **सोमनाथ... धरिया–**સોમનાથ છૂટયા ત્યારે–છોડવ્યા ત્યારે–પકડેલા.

२४० **पातस्याह...खोडि—**પાદશાહનું નઠારૂં દેખાય. **रातीवाइ–**રતોવાઇ–રાત્રે.

२४१ **जाइ यम परहरू–**જેમ દૂર જાય. જેમ ટળી જાય. **पालसिइ–**ભવિષ્યકાળ. **साचुं हसिइ–**એમ થશે. એ સાચું થશે.

२४२ **देउल...रहूग–**દેવળનો રંગમંડપ તોડે નહીં.
**देसि...भङ्ग–**અમારા દેશમાં રંજાડ–નાશ–ન કરવો. બ્રાહ્મણ અને ગાયને પીડા ન કરવી. તો રાજા પોતાનું વચન–કોલ–આપે.

२४३ **टलतु**–શિવાય. પાદશાહ બાદ કરીને બીજું ગમે તે. **गयणांगण भाण–**ગગનના આંગણામાંનો સૂર્ય.

२४५ **कोठा**–બૂરજ. **कोसीसां–सं० कपिशीर्ष–**કોટની બહારની બાજુએ અણીદાર કમાનો કાઢી હોય છે અને જેમાં બાકાં ગખાને બંદુક મારવાની સોઇ કરી છે તે. **गूख**–ગોખ. **मढ–**માઢ–ડહેલાં. **मतवारणां–सं० मत्त वारणः–**મહેલની ઉપરનો ઉંચો ઓરડો. **धवलहरे–स० धवलगृह–**હવેલી, અગાશી. **भूमिहरि–**ભૂમિગૃહ–ભોંયરૂં.

२४६ **राजलोक–**રાવળું. **अतेउरी–**રણવાસ–રાજાની સ્ત્રીઓને રહેવાનાં મકાનો.

૨૪૯ कुंयरी जोवा आवा भणी—કુંવરી જોવા આવી તે પ્રસંગે —જોવા આવી માટે.

૨૫૧ आगेवाण-ભોમિયો, રસ્તો બતાવનાર. सहु...करी-સહુ વળાવી કરીને પાછું ફર્યું.

૨૫૨ जिहमति-હેરાન.

૧૫૩ वहि-ગઇ. सइमभरि-સંભરમાં

૨૫૫ आपापणे-પોતપોતાને.



# ખંડ ૪.

---

૧ संतोखिउ–સંતોષ પામ્યો. सजन–સં० स्वजन–પોતાના માણસો. थीउ–થયો. आरोग–નિશ્ચિત–ખૂશી.

૨ रली–સં० रलिआयित–रलियाति–रलियात–रलो ઉપરથી સ્વર પ્રત્યયથી થયેલું ય શ્રુતિ વાળું વિકૃતરૂપ. કોડ. ઉત્કટ અભિલાષા–પ્રબળ ઇચ્છા. किम–કેવી રીતે. तइं–તેં. माय–મા–વ્હાલનો બોલ.

૩ आयस लहिउ–સં० आदेश–प्रा० आएस–આજ્ઞા માથે ધરી. હુકમ માથે ચઢાવ્યો. सावधान–સાવધાન થએલો ધ્યાન આપીને બેઠેલો.

૪ सकल स्वरुप–બધી હકીકત.

૬ विषम–દુર્ગમ–જીતાય નહિ એવો. असिउ–આવો. तिस्यु–તેવો. आसेर–નીમારમાં જુનો ઐતિહાસિક કિલ્લો આસીરગઢ. ग्वालेर–ગ્વાલીઅર.

૭ तिसिउ–તેવો. चित्रकोट–ચિતોડનુ જુનું નામ. ચિત્તોડનો ઐતિહાસિક કિલ્લો.

चांपानेर—પાવાગઢનો કિલ્લો. भामेर.

૮ मांडवगढ–ધારના રાજ્યમાં જુનો ઐતિહાસિક કિલ્લો. માળવાની પ્રાચીન રાજધાની. मोहडेर—મોઢેરાનો કિલ્લો. रानेर—સુરત પાસે તાપી નદી પર આવેલું શહેર.

૯ घणुं–મોટે ભાગે–વિસ્તારથી. तलहट्टी–તળેટી. अभ्यसइ–અભ્યાસ કરે. ભણે. वासि वसइ–વાસે વસે છે. વાસ કરે છે–રહે છે.

૧૦ **विद्यावाद**–શાસ્ત્ર સંબંધી વાદવિવાદ. **विनोद**–આનંદ–આનંદને સારૂ શાસ્ત્ર કાવ્યાદિની ચરચા. **वनय**–વિનય. **विवेक**–સભ્યતા. **लहइ सुविचार**–સારા વિચાર ધારણ કરે છે. સદ્વિચારવાળા છે. **राजवंश**–રજપુતો. રજપુતોનાં છત્રીશ કુળ–વંશને સારૂ જૂવો. **का० प्र०** ટીકા. પા. ૧૫૨ **छन्नु गुण**–સારા માનેલાં છન્નુ કાર્યો. સંપૂર્ણતા વાચક શબ્દો. **लक्षण बत्रीश**–બત્રીસ લક્ષણ. **छन्नु गुण...बत्रीश**–સર્વગુણ સંપન્ન. સર્વ સારાં લક્ષણવાળા.

૧૧ **अवला...गाय**–જ્યાં બ્રાહ્મણ, સ્ત્રીઓ અને ગાય મનાય છે,–પૂજ્ય ગણી જેમનું રક્ષણ થાય છે. **हीणकर्म**–નઠારાં કર્મ–કુકર્મ. **आचरइ**–કરે છે.

૧૨ **च्यारि वर्ण**–બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શૂદ્ર **विवहारिया**–**सं० व्यवहार**–વહેવારીઆ. ઉ૦ '**तिहां महाधन श्रेष्ठ एहवइ नामे विवहारिउ वसइ.**' વૈતાળ પંચવીશી. (ગદ્ય) જગજીવન દયાળજીએ પ્રસિદ્ધ કરેલી. વળી '**वीस सहस विवहारिया प्रासाद न लाभइ पार.**' સીતાહરણ, મંત્રી કર્મણનું. **वुहुरिइ**–વહોરે છે–વેચાતાં લે છે. **वीकिइ**–વેચે છે. **चालइ न्याइ**–ન્યાયે ચાલે છે–વેપારમાં દગોફટકો કરતા નથી. **देसाउरि**–દેશાવર સાથે. **विवसाइ**–**सं० व्यवसाय**. કામ–ઉદ્યોગ–વેપાર.

૧૩ **जलवट**–જળમાર્ગ–તરી. **थलवटि**—ખુશ્કી–જમીન માર્ગે. **विदेसि**–પરદેશી. **वीसा**–વીસ વસાના. **दसा**–દશ વસાના. વાણીઆની નાતના વિભાગ. મૂળ પોતાની જ નાતની જોડે કન્યાવ્યવહાર કરનારી જાત તે વીસા. તેમાથી કોઇએ બીજી નાતની સાથે કન્યાવ્યવહાર કરવાથી જુદી પડેલી નાત તે દસા. એ દસામાંથી પણ વળી બીજાની જોડે લગ્ન વ્યવહાર

અંગે પાંચા થયાછે. વીસાશ્રીમાળી–દશાશ્રીમાળી–પાંચા પોરવાડ ઇ–ઇ. **श्रावक**–જૈનમતાવલંબી. **महेसरी–सं॰ माहेश्वरी**–મૂળ તો જૈન નહિ પણ માહેશ્વર મતાવલંબી પણ હાલ એ શબ્દ જૈનેતર–વૈષ્ણવને માટે વપરાય છે–મેશ્રી.

૧૪ **फडीया**–દાણાના વેપારી. **दोसी–प्रा॰ दोसीअ**–કાપડના વેપારી. **जवहरी**–ઝવેરી. **नामि**–પ્રખ્યાત. **नेस्ती**–ઘીના વેપારી. **छत्रीसइ**–છત્રીસે. સંપૂર્ણતાવાચક શબ્દ. બધાં. **क्रीयाणां**–કરીઆણાં–ગાંધીને ત્યાં મળતી પત્ર, પુષ્પ, ફળ, મૂળ આદિ સૂકી ઉદ્‌ભિજ વસ્તુઓ.

૧૫ **नगरि...पीठ**–શહેરમાં માંડવી આગળ સુંદર બજાર છે. **आछी**–સુંદર. **खेरा चोल**–ઘણી જ રાતી. **पाडसूच**–રેશમ. **पटुआ**–રેશમના દોરા વગેરે ગુંથનાર. ઘરેણાં રેશમી દોરીએ પરોવનાર. **सालवी**–સાળે કામ કરનાર–વણકર. **अणा-वइ**–મંગાવે.

૧૬ **कसारा**-તાંબાપીતળનાં વાસણ ઘડવાને ધંધો કરનારી નાત. **नट**–ખેલ કરનારી એક નાત. **नाणुटीया**–નાણાવટી. **लोटीआ**–ઘડેલા ઘાટ–વાસણ વેચનાર નાત. વહોરા. **साथि**–સાંથમાં–બજાર ભરાય ત્યાં. **सुदागर**–સોદાગર. ઘોડા વગેરેનો વેપાર કરનાર. **सांथि...सार**–ઘોડાના સારા સોદાગર અગર સારા ઘોડાના સોદાગર.

૧૭ **सूखडां**–મિઠાઇ. **नागरवेलि**–પાનનો વેલો. **अणीआलां**–અણીશુદ્ધ–**जं**–જે.

૧૮ **घडी...मान**–ઘડીએ ઘડીએ ઘડીઆળે ડંકા વાગે છે જેથી રાત્રિદિવસનું માપ–કેટલો વખત થયો તે જણાય છે. **चुहटां**–બજાર–ચાટાં–**चूक–सं॰ चतुष्क–प्रा॰ चउक्क**–ચોક. ખૂલી જગા. **चूतरां**–ચાર રસ્તા મળતા હોય તેવી ખૂલી જગા.

ચોતરાં. આ શબ્દનો હાલનો અર્થ ખૂલ્લો–મોટો–ઓટલો થાય છે.

૧૯ **सेरी**–પોળો. **सांथ**–બજાર ભરાવાની જગા. **मोकली वाट**–મોકળી–પહોળી, વાટ–રસ્તા. **छोह पक्ति हाट**–છોહ–છો–ચુનો. ચૂનાથી બાંધેલી દુકાનોની હારો. **सई**–હરજી. **अढारे वर्ण**–સંપૂર્ણતાદર્શક શબ્દ. બધી વર્ણના–બધી નાતના.

૨૦ **गांछा**–ઘાંચા–વાંસફોડા. "જંગમ ફાડે વાંસ, ઘટ લીધો કર ઘાંચે.' સામળભટ. **छीपा**–લૂગડાં છાપનાર–ભાવસારની એક નાત. હાલ મુસલમાનની એ ધંધો કરનારી નાત જ છીપા કહેવાય છે. હિંદુની એ ધંધો કરનારી નાત ભાવસાર જ કહેવાય છે. **तेरमा**–? **विवसाइआ-सं० व्यावसायिकाः**–व અને सनो **व्यत्यय**–વસવાયા. વ્યત્યયને સારૂ સરખાવો:–**कलशी**–કસલી; **वाराणसी**–**वाणारसी**; **बिडालः**–બિલાડો. **चुहटइ-सं०चतुर्वत्मंकं-प्रा०चउवत्तउं चउवट्टउं-चउटउ**–ચૌટું–ચૌટે. ત્રી. વિ. ચૌટે. **चुहटइ...दलइ**–ચૌટે–ભીડ એટલી છે કે–હૈયે હૈયાં–છાતીએ છાતી ભિડાઇ–દળાઇ જાય.

૨૧ **आशापुरी**–એ નામની ચોહાણોની કુળદેવી. **योगिनी**–જોગણી–દેવીઓ. **चतुर्भुज**–ચાર હાથવાળા–વિષ્ણુ-શ્રીકૃષ્ણ. **कान्हस्वामी**–કાન્હડદેના ઇષ્ટ શ્રીકૃષ્ણ. **गिरुआ**–ગરવા. **प्रासाद**–મંદિર. **शिखिर तडोवडि लागु वाद**–તડોવડ–સમોવડ–સરખાં સરખાં–બધાં દેવળોના શિખરો ઘણાં ઉંચા હતા–જાણે કે શિખરો વચ્ચે ઉંચાઇમાં બરોબરી કરવાને વાદ થયો હોય નહિ !

૨૨ **ईंडि**–કળશ. **वलतइ वारि**–વળતે વારે. ત્રીજે ત્રીજે દિવસે. **जात्र**–દેવસ્થાન આગળ ભરાતા મેળા. **पात्र**–પાતર–નગર: નાયકા–ગુણકા.

૨૩ **पुरइ......शोक**–જે લોકો પુર પ્રત્યે–શહેરમાં–આવે છે તેમનાં ભૂખ, દુઃખ અને શોક ટળી જાય છે. **जिणालां**–જૈનમંદિરો. **वसही**–ઘર. વસ્તી. **पाईअलच्छी. देहरां**–દેવમદિર–દેવસ્થાન–જેમાં જૈન ધર્મની મૂર્ત્તિયો રહે છે તે. **पोसाळ**–પોશાળ. જૈન લોકોને 'પોસો' (**प्रा० पोसह**–ક્રિયાવિશેષ ) ઇત્યાદિ ધર્મક્રિયા કરવા સારૂ–ભણવા સારૂ રાખેલું મકાન. **पाइअ सद्द महण्णवो.**

૨૪ **कुंड जाबालि**–જાબાલિ કુંડ. **बारु**–સુંદર. **सोहामणि**–સોહામણી, સુંદર.

૨૫ **शोभित बूर्ज बूर्ज कांगरु**–બુરજે બુરજે શોભિતા કાંગરા. **नदी......फलवा वरु**–ઝાડ સારી રીતે ફળે તે માટે કરેલી કૃત્રિમ નદી–કાંસ.

૨૬ **करहडी**–કરઘટી-હાથે પાણી લેવાય એવી. **मंडप रंग**–રંગમડપ.

૨૭ **जालहुरो**–જાલોરનો. **कान्ह**–કાન્હડદે. **त्रिणि...तणी**–તળેટીએ આવેલા ત્રણ દરવાજા.

૨૮ **फूटरी**–રૂપાળી. **चीत्तुडी**–ચીતોડની–જે દરવાજે થઇને ચીતોડ જવાય તે. **बारी**–બાર.

૨૯ **परव–सं० प्रपा.**–વટેમાર્ગુને પાણી પાવા નિર્માણ કરેલી જગા.

૩૦ **मुद्रा**–અમુક ધર્મસૂચક ચિન્હનાં ચિત્ર–છાપાં. એના બે પ્રકાર છે. **तप्तमुद्रा** અને **सीतमुद्रा.** ચિન્હવાળાં છાપાં તપાવીને ડામ દેવાથી ઘા રૂઝાય એટલે ચિન્હ દેખાય છે તે તપ્તમુદ્રા અને ચંદન–ગોપીચંદન વગેરે પલાળી તેમાં બોળીને શરીરે લગાડે છે તે શીતમુદ્રા.

'ચીર્યા તિલક ને તુલસીની માળા છાપાં અંગ બિરાજેરે.'

નરસિંહ મ્હેતા–મામેરૂં.

'ભેખ દેખીને અજર નથી કરતા, છાપ આપો છો હરિ,
શું જોઇ મોકલી, શું જોઇ ખાળી, પરીક્ષા તે એવી કરી,
છાપો કે ઉત્તર આપો રે, ત્યાંસુધી અડવું છે—સર૦

નરભેરામ.

**कांथडी**–કંથા. **यति-योगी-कापडी**–જુદા જુદા પ્રકારના–પંથના સાધુઓ. **पंखीआ**–પંખીની પેઠે ભમનાર–સ્થિરવાસ કરીને ન રહેનાર–રમતા રામ. **अवारीइ**–**सं. अव+आ+कृ**–વહેંચાય છે–અપાય છે.

૩૧ **तरुवर......जूवटइ-जूवटऊ**–જૂગટૂ–જૂગાર–ઝાડની છાયા નીચે આરસની ફરસબંદી ઉપર રાઉતો–રજપુતો જૂગટે રમે છે. **नगर-नायका**–ગણિકા. કલાવતણી. **नवला**–નવા.

૩૨ **तास तणइ**–તેમના–છઠ્ઠીનો એવડો પ્રત્યય. **विसमइ**–વિશ્રામ લે છે–રહે છે. **भोगीपुरुष**–રસિક–વિલાસીજન. **निवेसि**–પડોસમાં–પાસે–થડગાં. **ढीकुआ**–ઢીકુડીઓ. શહેરની પાસે ઢીકુડીઓ ચાલી રહી છે.

૩૩ **गरुउ**–ગરવો, ગૌરવવાળો **कैलास**–હિમાલય પર્વતના એક શિખર ઉપર મનાતું શહેર–જ્યાં શ્રીશંકર ભગવાનનો વાસ છે. જુદા જુદા દેવની નગરીઓમાં કૈલાસ મહાદેવની, અલકાપુરી કુબેરની, અમરાવતી ઇંદ્રની અને વૈકુંઠ વિષ્ણુની મનાય છે. **पुन्यवंत**–પુણ્યશાલી **त्रिकुट**–લંકામાં આવેલો પર્વત. **जिसिउ......जडिउ**–જાણે સપ્તધાતુનો અને રત્નજડિત કોસીસાંવાળો ત્રિકુટ પર્વત (ટાંકણાવડે) કોરી કાઢયો હોય નહિ એવો.

૩૪ **फारकी**–જ્યાંથી સખ્ત મારો ચલાવાય એવી જગા. **विसमा मार**–સખ્ત મારો. **समदा**–સમુદાય.

૩૫ **मगरवा तणा**–અ૦ મગરેબ. **सां**–સાંજ–સાંજના. **व्यापारीआ**–વેપારીઓ.

૩૬ **गरथ**–દ્રવ્ય. **टांकी......दीवेल**–વાવો (ટાંકીને) ખોદી કાઢીને તેમાં ઘી, તેલ વગેરે ભર્યા છે. દીવેલ તો લાખ વરસ પહોંચે ચાલે–એટલું ભર્યું છે.

૩૭ **जूना सालणां**–જૂની–ગઇ સાલોનાં. **खड**–સુકકું ઘાસ. **ईंधणभणी**-બાળવાનામાં જોઇએ તો–બાળવાની વસ્તુઓમાં–ભણીના આવા અર્થ ઉપર લક્ષ દ્યો. **लक्कड**–લાકડાં. **बइसणू**–બેસણું–બેઠક રહેવાની જગા.

૩૮ **पाटनु धणी**–રાજગાદીનો માલીક. **बीजी......धणी**–બીજી ધણી જમીન ખાનગી ગરાસ તરીકે ભોગવે છે. **पंचवर्ण**–જુદા જુદા રંગના.

૩૯ **चरिइ......लाख**–ઘણા રૂપાળા લાખેક ઘોડા શેરડી, સાકર અને દ્રાક્ષ ખાય છે. **पाणीहरा**–પાણી ભરનાર–જળઘડીઆ. **पोलिआ**–દ્વારપાળ. **सूआर**–રસોઇયા. **दास दीकोला**–નોકર નફર.

૪૦ **श्रीगरणा**–શ્રી મ્હોર રાખનાર અમલદાર. **वइगरणा**–વહી–ચોપડો–દફતર–દફતર રાખનાર અમલદાર **साणहिता**–સાધન–લશ્કર ઉપરથી લશ્કરી મ્હેતા–કારકુનો. **तल्हार**–**तल**–ગામ. **रक्षक**–સાચવનાર **सं० तलारक्ष**–**प्रा० तलारक्ख**–(**तलारक तलारअ**) તલાર–ગામનો કોટવાળ. જુઓ **त्रिभुवनदीप प्रबंध**. **तलारउ**–કોટવાળું. **सेलहुत**–શલ્ય–ભાલો, હત્થ–હાથ–ભાલદાર. જૂઓ **त्रिभुवनदीप प्रबंध**. **देहरासरि**–પોતાને ઘેર–રાજસેવા–દેહરાસર રાખનાર બ્રાહ્મણ, રાજસેવા–મંદિરમાં જે પ્રકારે સમય સમયની પૂજા વગેરે થાય છે તેવી પુજા, ઘેર રાખનાર. **प्रोहित**–**सं० पुरोहित**०—પરોત. ગોરપદું કરનાર બ્રાહ્મણ.

૪૧ **अवधानीआ**–અવધાન કરનારા. **टावरी ?–मसाहणी**–ઘોડાનો અને ઘોડેસ્વારના લશ્કરનો ઉપરી અમલદાર. **करइ......तुरी**–મસાહણી નામનો અમલદાર ઘોડાની ચિંતા–ફિકર–સંભાળ રાખે છે. **इसी......जाउली**–દિવસમાં ત્રણવાર ઘોડાની તપાસ રખાય એવો રાજાનો ઠરાવ છે.

૪૨ **भंडारी**–ભંડારનો ઉપરી. **कोठारी**–કોઠારનો ઉપરી. **वरु**–વરો. નિત્ય જે ખપે એ. **पूरइ वरु राउलु**–રાજાને જે વરો–ખર્ચ થાય તે આપે. **आव्या ग्या**–આવ્યા ગયા–મહેમાનો.

૪૩ **वर्ता**–વૃત્ત, કામ, કામગરી. સરખાવો જુની કહેવત 'વતું કરીને વાળીશ' કામ કરીને વાળીશ. **नितु........कणहतां**–કણહતાં–સીધાં–પેટીઆં. રોજરોજ રાજાની પાસે કામ કરે છે ને પોસાતાં–સારાં પેટીઆં મેળવે છે. **ऊलगइ**–ઓળગ કરે–વારે વારે આવે છે.

૪૪ **सुहड**–સુભટ. **रोसाला**–મીજાજી–ધૂમંડાઈવાળા. **ऊतारइ लूण**–લૂણ ઉતારે છે–મીઠાના કાંકરા–અગર પાણી માથાની આજુબાજુ ફેરવી ફેંકી દેવાની અગર ઢોળી નાંખવાની ક્રિયા–નજર ન લાગે માટે કરવાનો ટૂચકો–લૂણ ઉતારવું–અલાબલા દૂર રહે–નજર ન લાગે માટે વાડકીમા મીઠું અગર કસલીમાં પાણી ભરી તેને માથાની આજુબાજુ ફેરવવુ તે. અહી, ઘણા ફૂટડા માણસો પણ આ રજપુતો આગળ ઝાંખા પડે છે–લૂણ ઉતારે છે એ અર્થમાં.

૪૫ **ग्रास**–ગરાસ. નોકરીને પેટે મળતી જમીન. ગામ ગરાસ–આખું ગામ ઇનામમાં મળ્યુ હોય તે ગામ અને તેથી ઓછી જમીન મળી હોય તે ગરાસ.

૪૬ **मूठि**–મઠ. **करडां**–કડાણ્. **खेडां** (સં० खड्गिन–ગેંડો) ગેંડાના ચામડાની ઢાલ. **कर्डी**–કેડમાં–કેડે. **दावडी**–દોરી. જનોઈની પેઠે ફૂમતાંવાળી પહેરવાની રેશમની દોરી.

૪૭ **मेघवानां**–મેઘવર્ણા. **मोजड**–મોજા–જોડા. **पागर**–પગનાં ચર્મપૂટની દોરી.

૪૮ **गजवेलि**–ગજવેલ–પોલાદ–ખરું લોઢું. **अलविइ**–અડપલું કરવામાં–અડપલામાં. **आगिला**–આગળ પડતા–ઘણા અળવિ-તરા–અટકચાળાં કરવામા પ્હેલા–તૈયાર. **गेल्हि**–ગેલમા–લટ-કામાં. **मनरंगि**–મનમાં લ્હેર આવે તેમ–સ્વેચ્છાએ.

૪૯ **सावटू**–જરીઆન. **ठेसवइ**–ઠેશે ચઢાવે–તમા રાખે નહિ. **मूहगइ**–મોંઘે. **मूलि**–મૂલમાં–કિંમતમાં. **कणयरी**–સોનાની. સોનેરી કસબની. 'રી' છઠ્ઠી–વિ. નો પ્રત્યય. આ પ્રત્યય જેમ મરાઠીમાં **चा** પ્રત્યય થયો છે તેમ મારવાડીમાં સર્વત્ર વ્યાપક છે. **का० प्र०** માં માત્ર એકાદ જગાએ જ વાપર્યો છે.

૫૦ **भोजन वारि**–જમવાની વારે–વેળાએ–ટાણે. **त्राट**–મોટા થાળ. **सूहाली**–સુંવાળી–ઘણી પાતળી પૂરીઓ જે લગ્નપ્રસંગે અને દીવાળીમાં કરાય છે તે. **गिल्या**–ગળ્યા. **आछा**–સારા. ( ખાસ મારવાડીમાં વપરાતા માત્ર બેત્રણ શબ્દો **का० प्र०** માં એકાદ જગાએ દેખા દે છે તેમાંનો એક. ) **मांडा**–ઘઉંના લોટની પાતળી મોટી કથરોટ જેવડી રોટલી. માટલું તપાવી ઉંધું નાંખી તેના ઉપર શેકાય છે. દૂધ–સાકર અને ઘીની સાથે ખવાય છે. **म० मांडे**–સરખાવો ગુજરાતી કહેવત. 'મનને ગમે તે માંડા અને લોક બોલે તે ગાંડા.' **पापड**–મીઠું, હિંગ, ખારો અને મરી નાંખીને અડદના લોટની કરેલી પાતળી રોટલી જેને શેકીને અગર તેલમાં તળીને ખવાય છે.

૫૧ **खाजां**–ઘઉંના મેદાની કાણાં કાણાં પાડેલી પુરીઓ. **खडक**–ખડકલા–એક ઉપર એક ગોઠવેલા ખાજાના ઢગલા. **सालणी**–અથાણાં–ખારી ખાટી વસ્તુઓ. જુઓ. રૂપચંદકુંવર રાસ–પા–૨૮–૨૯. શ્રી આનન્દકાવ્ય મહોદધિ. મૌક્તિક ૬ ઠ્ઠું–

ગોવાળ અને તંબોળી. **नारु**-વસવાયાં. એની પણ નવ નાતો ગણાય છે. કોળી, વાઘરી, કલાલ, ઢેડા, બજાણીઆ, વાદી, સરાણીઆ, ખરાદી અને ચમાર. બોલવામાં કારૂનારૂ કે નારૂકારૂ એમ જોડે બોલાય છે.

૮૭ **तीरगरा**-તીરઘડા. **बगनीगरा-अ०** બગની-જવનો દારૂ.-જવનો દારૂ ગાળનાર-કલાલ. **खास खवास**-ખાસ હજૂરના નોકરો. **भाठी**-દારૂની ભઠ્ઠી. **मद**-દારૂ. **खमार**-દારૂ ગાળનારી એક નાત.

૮૮ **द्राम-सं० द्रम्म. ग्री०** Drachma ગુ૦ દામ. મુસલમાનોનો સોનાનો સિક્કો-દિનાર. **उरति-अ०** અરતી-ઉટ-ઉંટ ઉપર. ત્રીજી વિ૦. **पूंगडां-सं० पुंग**-જથ્થો. પુંગી ફળ-સોપારી. **करियाति**-વેચાતી લેવાની વસ્તુઓ.

૮૯ **ददा**-ધાવ-આયા.

૯૦ **संभालीजे**-સંભાળજે-જાળવજે. **करी**-કરવા યોગ્ય આચાર. **कुल मांहि करी**-કુળાચાર.

૯૪ **नवि लाख**-નવે લાખ. **थाहरि**-ઠોર-ઠાર-ઠેકાણે.

૯૬ **पाद्रि पाद्रि**-પાદરે પાદરે-ગામે ગામ.

૧૦૯ **माठूं टाण**-વસમું-દુર્જેય ઠેકાણું.

૧૦૧ **सीमाडा स्युं मांडइ व्याप**-સીમાડાને લાગેલું. **झलहल देव राउत जिस्या**-દેવ લોકના રાજા જેવા તેજસ્વી.

૧૦૬ **दीयां पीआणां**-પ્રયાણ કર્યાં-કૂચ કરી.

૧૦૯ **नीगम्यां**-નિર્ગમ્યાં-ગાળ્યાં-વિત્યાં.

૧૧૧ **परि-सं० प्राकार-प्रा० पआर** ઉપરથી સ્ત્રીલિંગરૂપ. પેર-રીત.

૧૧૨ **जां**-જો. **तां**-તો. **मन**-ના-નહિ. **ऊसरु**-ઓસરો, પાછા હઠો. **मन उसरु**-ન ફરશો.

૧૧૫ **पालट्टु**-ફેરવો. **ऊलटपालट्टु**-ઉલટપાલટ.

૧૧૭ **मूलगा**-મૂળે, મૂળમાં, કુલ.

૧૧૮ **तडोबडि**–બાજુએ–બાજુ ઉપર.

૧૧૯ **नीपाता**–કરતા–નિપજાવતા–બનાવતા.

૧૨૧ **व्यास पांहि**–વ્યાસ દ્વારા–વ્યાસની મારફત.

૧૨૩ **वूठा मेघ**–મેહ–વર્ષાદ વરસ્યો.

૧૨૫ **महाजन**–વેપારીઓ, વાણીઆ, વેપારીઓનું મંડળ.

૧૨૬ **राजंगणि**-રાજદ્વારે-રાજમહેલને આંગણે. **ग्या**–ગયા. **संचरी** ચાલી ને. **राज......भेटणुं करुं**–રાજાના આગળ ભેટ ધરી. **मोती भरिउ थाल**–મોતી ભર્યો થાળ.

૧૨૭ **आलहिणूं**–આપવું તે. **म छंडु मान**–માન છાંડશો નહિ. ટેક મૂકશો નહિ. **पूरोसिउ**–પૂરશું–પુરૂં પાડીશું.

૧૨૮ **फडीउ**–ફડીઓ–અનાજ વેચનાર વેપારી. **अह्म तणइ**– અમારા. વિ૦ નો એવડો પ્રત્યય. **काठा**–ઘઉંની એક ઉંચી જાત–કાઠા, વાજીઆ, દાઉદખાની, માળવી, પોપટીઆ એવી ઘઉની જુદી જુદી જાત હોય છે. **पूरुं**–પૂરા પાડું. **वरु**–વરો– વપરાટ, ખપ હોય તેટલા–ખપે તેટલા.

૧૨૯ **उधारु**–ઉધારો. જીવાડો.–બચાવો. **जीउ**–જીવ. **घीउ**–ઘી. **मागु ......वावरु**–હું આજ્ઞા માગું છુ તે આપો અને બેલાશક રસોઈમાં બમણું વાવરો. **मुजाईइ**–રસોઇમાં.

૧૩૦ **दोसी**–કાપડના વેપારી. **वस्त्र...तणइ**–અમારે વસ્ત્રની ઘણી વખારો છે. **म करसिउ माठि**–કસર કરશો નહિ. ઓછું વાવરશો નહિ.

૧૩૧ ભોળો શાહ કહે કે મારે ત્યાંથી તેલ, દીવેલ લ્યો. હું એંશી વરસ સુધી આપી શકીશ. બળાય એટલું બાળો અને વળી મરજી હોયતો ચોળીને નહાઓ !

૧૩૨ **कोरुं धान**–કાચું ધાન. **जिमाइ**–જમાય. **ईंधण**–ઇંધન–જળાઉ લાકડાં. **पाचीइ**–રંધાય.

૧૩૩ **पाधरी**-ઠીક. સારી. **सूकडि**-સુખડ. **अगर**-અગર ચંદન. **ईंधणां**-જળાઉ લાકડાં.

૧૩૪ **गोल**-ગોળા. **देउल**-દેવળ. **मन भाजु आपणइ**-આપણે દેવળ ભાગશો નહિ.

આ તૂકના પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધની વચ્ચે **क** પ્રતમાં નીચેની અસ્ફૂટ ક્ષેપક તૂક છે.

"**सूवु साह कहि परि करी, छास पिहिलु आउरी भरी. वाहण चडतां लीजइ साथि जोउं पारखुं आपणइ हथि.**

રા. રામલાલ મોદી કા૦ પ્ર૦ ઉપરના વિવેચનમાં કહે છે તે તર્ક મને રૂચિકર નથી. **पिहिलु** અને **आउरी** એના અર્થ સ્પષ્ટ નથી. અન્વય શી રીતે થાય ? વળી મુસાફરી જતાં કે વાહને બેસતાં છાસ પીવી એ સુકનિયાળ નહિ પણ અપ-સુકનિયાળ ગણાય છે. વળી પીવાનું કહ્યું છે જ કયાં ?

૧૩૫ **त्रापडा**-તાપડાં. **गुल**-ગોળ. **गडा**-પથરા. **गुलनु...जाय**-ગોળનો ગોળો બમણો આવ્યો જાય !

૧૩૬ **वाजइ......जाइ**-(જેને) વાગે તે પાછો જાય જ નહિ-જીવતો જાય જ નહિ. **नफर**-અ૦-નોકર-ગુલામ.

૧૩૮ **रहिज्यो मडि**-મડયા રહેજો-ટકી રહેજો. **मन आवस्यिउ छंडि**-છોડી-તજી આવશો નહિ. **आवटया**-અટવાઇ ગયા. નાશ પામ્યા.

૧૩૯ **सु**-સો.

૧૪૦ **जु...नाम**-જો નાશીને આ જગા છોડી જશે તો આપણી કીર્તિ શી રીતે થશે ? જો એઓ [કંટાળીને] જતા રહેશે તો આપણે જીતવાની કીર્તિ શી રીતે સંપાદન કરીશું ?

૧૪૧ પદ્મનાભ પંડિત કહે છે કે જો જયરૂપી સંપત્તિ મળે તો પછી આ દેહની શી કિંમત ? કોઇ વીર પુરૂષ (જયરૂપી કીર્તિ મળતી હોય તો) આ દેહને ઇચ્છે નહિ.

૧૪૨ માલદેવ અને વીરમદેવને ગઢ ઉપરથી નીચે ઘણા દળ સહિત લઢવા મોકલો તો તુરકોનું મોં દેખાય–એઓ પાછા લઢવા આવે.

૧૪૩ **वीरमदे गढ छांडउ नहीं**–વીરમદેવે (ગઢ સંભાળવા–બચાવ કરવા ) ગઢ પર રહેવું, ગઢ છોડીને જવું નહિ એવી આજ્ઞા કાન્હડદેએ કરી.

૧૪૪ **राउल...गयु**–રાજા કાન્હડદેએ હૂકમ કર્યો એટલે માલદેવ અંબેર ગયો. **राउल...देसि**–રાજા કાન્હડદેના હૂકમ પ્રમાણે તે તરફના દેશમાં ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવે છે. બૂમ પડાવે છે.

૧૪૫ **कासित**–કાશદ, ખબર–હૂકમ લઇ જનાર ખેપીઓ.

૧૪૬ **परइ**–આવે.

૧૪૭ **ऊलंभा**–ઓળંભા. હૂમલા. **नालिथ्या**–નાળેથી. નાળમાંથી. **आठे......ढीकली**–રાત અને દિવસ ઢીકલી વડે ગોળા ફેંકાય છે.

૧૪૮ **राउल...करहडी**–રાજા પોતે ગઢ ઉપર આવીને કરહડી નામની વાવે રહે છે. **मलिकि......करिउ**–મલીકે મનમાં હઠ આણીને તળેટીમાં લશ્કર એકઠું કર્યું.

૧૪૯ **हेठि...लहइ**–ગઢ ઉપરથી કોઇ નીચે ઉતરી શકે નહિ, તેમજ તળેટીમાંથી કોઇ ઉપર જઇ શકે નહિ. **लोक भणि** વસ્તી કહેવા લાગી કે (આવો પેરો હોવાથી) જ્યારે જેઠ મહિનામાં ઉપર પાણી ખૂટશે ત્યારે શી રીતે જીવીશું.

૧૫૦–૫૧ રાજાને તે કાળે સ્વપ્નું આવ્યુ. સ્વપ્નામાં જાબાલિ રૂષિએ આવી કહ્યું કે પૂર્વે દેવનું વરદાન છે કે આ ગઢમાં ધાન પાણી ખૂટે નહિ. આવી ગંભીર વાણી થઇ અને ગઢ ઉપર નવાણોમાં પાણી ઉંચાં આવ્યાં.

૧૫૪ **कलसथिका**–શિખર ઉપરથી, કિલ્લા કાંગરા ઉપરથી. **काह्न उलीचि**–ઉલીચા કાહ્ન. ઉલીચો જેની અટક છે એ કાહ્ને

हेरी-હેરીને—એકઠાં કરીને. विलग्यां-વળગ્યાં-લઢાઇમાં ગુંથાયાં. तेजी वाल्या फेरी—ઘોડા ચોતરફ વિંટી વળ્યા.

૧૫૫ च्रूपट घाइ-ચોપટ ઘાએ. चडीआता-સરસાઇ કરતા. दीधा मार-તે ક્ષણે જ માર માર્યો.

૧૫૬ तुरक...ऊतारिइ—બળવડે તુરકનાં લશ્કર તોડી-હરાવી-તેમને નડીને તેમનો મદ ઉતાર્યો.

૧૫૭ हग्म-અ० हरम-અસ્પર્શ્ય. હુરી-પરી-રૂપાળી સ્ત્રી. हुरम-નિજામદીન મલિકની સ્ત્રી. धरी-પકડી. हठि-હઠ કરીને. બળ કરીને.

૧૫૮ वधामणीउ-सं० वर्द्धापनम्-प्रा० वद्धावइ-વધામણી-વધાઇઓ-વધામણી લાવનાર.

૧૫૯ रामचन्द्र......वाध्यु-શ્રી રામ અને હનુમાનની પેઠે રાજાએ પણ રણક્ષેત્રમાં નામના કરી. वाध्यु-વધ્યો. જેમ રામ તેમ રાજા પણ વધ્યો.

૧૬૦ वेगि...सुरताण—ઉતાવળથી પ્રધાનને દીલ્હી મોકલી સુલતાનને સંભળાવ્યું-ખબર કરી.

૧૬૧-૬૨ 'અંધારી વેળા હિંદુઓ બહુ બળ કરીને ઝડપથી ચઢી આવ્યા, નિજામદીન મલિકને રણમાં માર્યો અને તેની હુરમને બીજાને આપી. તેમણે ત્રણ હજાર ઘોડા લૂટવા લીધા, મુસલમાન લડેલા રણક્ષેત્ર પર ગયા તે ગર્વને મારીને રણ સપાટ કરી દીધું અને રણક્ષેત્રપરથી હાથીઓ લઇ ગયા.'

૧૬૩ सन्निह—આયુધ સમુહ; તરવાર. ભાલા, કામઠાંનો સમુહ.

૧૬૪ माल्हदेवनी वारि—માલદેવની તરફ.

૧૬૫-૬૮ બાહાદરપુર અને અંબેરની વચ્ચે બાજી આળોખી અને ચોપટ ખેલવા લાગ્યા. કાન્હડદેનો ભાઇ સુલતાનની સાથે રમે છે. એક તરફ માનગિરિ રાજા અને બીજી તરફ દિલ્હીનો

સુલતાન, એમણે બાજીમાં ઘા નાંખ્યા. એમાંથી કોણ હારશે અને કોણ જીતશે ? તેમણે ઘોડારૂપી સોકટાં બનાવ્યાં, હાથી-ઓરૂપી પાસા બનાવ્યા. રણમાં શું સુલ્તાન જીતશે કે માલદેવ જીતશે ? સોનગિરિ કિલ્લાને સ્થાને બન્નેએ જૂગટું રમવા માંડયું. તલવારવડે દાવ આપ્યા અને માલદેવે રણમાં છાપો માર્યો.

૧૬૯ **તાજાં**—નવાં, લઢેલાં નહિ એવાં.

૧૭૦ ખૂદ પાતશાહ ચઢયાની વાત જાણીને માલદેવ ત્યાંથી ખસીને તતક્ષણ વનાદ્રે ગયો. (એટલામાં) સુલતાન દિલ્હી ગયા.

૧૭૧ **हकारां**—તેડાં. **आघू आवु**–અહીં–પાસે આવો. **आगलु**–પહેલાનું–પહેલાં એકઠું કર્યું હતું તે. **देसुत**—દેશોત-ગરાસીઆઓ. **थाणि–थाणामां**—છાવણીમાં. માલદેવે ગુસ્સે થઇને દેશ દેશ તેડાં મોકલ્યાં કે બધા અહીં આવો. માલદેવ પ્રથમ કર્યો હતો તેવો મેળાવો–જમાવ–કરે છે.

૧૭૫ **विहु राय वचि**—એ રાજા–માલદેવ અને કાહ્નડદેની વચ્ચે.

૧૭૬ **पछात न रहियो**–પાછા પડશો નહિ. બળ કરવામાં ઊણપ કરશો નહિ.

૧૭૭ **अछि**–છે. **सदैवत**—દૈવતવાળુ–બળકટ. **किम हि न लीणु जाइ**–કેમે લીધું જાય નહિ, કેમે લેવાય નહિ.

૧૮૦ **थाकिइ**—ઓછા છતા–બાકી રહ્યા–હતા–ત્યારે.

૧૮૧ **जहींइ**–જ્યારે–જેવામાં–**रहाविउ**–રહ્યો હતો. **तेहनु सगपण**–તે વખતનો સંબંધ–દોગ્તી. **जण**–માણસ–નોકર.

૧૮૨ **विकि**–વિકાએ. **लपी**–સતાતો. **छपंतु**–છુપાતો.

૧૮૩ **जायिउ**–જશો. **कहिसं**—કહીશ. કહું છું. **वेद**–નક્કી. **भेद**–ગુપ્તવાત–ગુપ્તમાર્ગ.

૧૮૪ **रुडु भवाडो**–સારૂ લગાડી. **करुं बोल प्रमाण**–બોલ માન્યો. શરત નક્કી કરી–માની. **फूरमाण**–ફરમાન–પાદશાહનો સહીસીક્કાવાળો લેખ.

'કાધિલ તો ડાંગરે કોઠા ભરી નાંખે એવો બહાદૂર છે' કહી એનું વખાણ કર્યું.

૨૧૪ **सवि दीहे**–સઘળા દિવસ–રોજ.

૨૧૫ **झांप**–હલ્લો, ધસારો. **नीचि**–નીચે. કિલ્લાની આગળ, બહાર. **द्रेढि**–દષ્ટિએ.

૨૧૬ **झगडी**–લઢી.

૨૧૭ **मुंछ**–બિબ્મ–ભય કર. **मचकोडिया**–માર્યા.

૨૧૯ **साहमइ**–સામે–ઉલટે. **पूरि**–પૂરે. મુસલમાનના લશ્કરરૂપી પૂર આવતુ હતુ તેના સામા.

૨૨૦ અરજણ વડાઉલાએ રણક્ષેત્ર બાંધ્યું–બચાવના બધા લશ્કરનું ઉપરીપણું રાજા કાહ્નડદેએ અરજણ વડાવલાને સોંપ્યુ.

૨૨૨ **करणनि पिरि**–કરણની પેઠે–રીતે **अन्तकालि**–અન્તકાળ સમયે. **हाथ म ऊडु**–હાથ સંકોચશો નહિ.

૨૨૩ **पाखल्या**–પખાળ્યા–ધોયા. **जाणि व्यास लेई उतरसिइ**–વ્યાસ ઘોડાનુ દાન લઇને ગઢ પરથી ઉતરી જશે સમજીને.

૨૨૪ રાજાના ચોવીસસેં ઘોડા દાનમાં લઇ તેને ઘોડારમાં જ બંધાવ્યા અને ઘોડાના દાનનું પુન્ય–ફળ રાજાને આપ્યું.

૨૨૫ વ્યાસની ઉક્તિ છે. બધા ( રાજાએ મુસલમાનોને હાથ ન જાય ધારી મારી નાંખવાને હુકમ કર્યો હતો તે ) ઘોડા જીવાડવાનું મને પુણ્ય થયું. હવે મારી–બ્રાહ્મણની મિલ્કત થઇ. જે બ્રાહ્મણ-ની મિલ્કત લેશે ને ભસ્મ થઇ જશે–તેનો નાશ થઇ જશે.

૨૨૬ રાજાએ પુછ્યું–વ્યાસ આમ કેમ કર્યુ? નીચે કેમ ન ગયા? જીવ જશે. વ્યાસ કહે મારે ગયે બીજુ આપને ખાંધ કોણ આપે? પાલખી–રાજાના મૃત શરીરને દહન કરતા વાપર-વાની પાલખી.

૨૨૭ તમારા મુઆ પછી જો હું જીવતો રહું તો મારી ઘણી અપ-
કીર્તિ થાય. જાલોર પડે-ભેળાય તેમાં મારો દેહ નિશ્ચય
હોમીશ જ.

૨૨૮ **जमहर**-ઝમોર. **सं० यमगृह-जमघर-जमहर**-ઝમોર.

૨૨૯ **दिक्कोली**-દાસીઓ-છોકરીઓ.

૨૩૦ **सकुटंबा**-કુટુંબ સહિત.

૨૩૧ બધા રજપુતોનાં માણસો સ્વર્ગ જતાં સંગાત છોડતાં નથી-
મતલબ કે સાથે મરવા તૈયાર થાય છે. તેમજ સઘળા શુદ્ર
પણ આવીને નમે છે અને ઘેર ઘેર ઝમોરની તૈયારીઓ
થાય છે.

૨૩૨ **गण गायक**-ગાયક ગણ-ગવૈયાઓ. **नगरनायिका**-ગણિ-
કાઓ-ગાનારીઓ.

૨૩૩ નારૂ, કારૂ,-વસવાઈઓ, એમ અઢારે વર્ણ આવી પગે લાગે છે,
આજ્ઞા પાળે છે અને છેલ્લા જુવાર કરે છે.

૨૩૪ **अंतेउर**-અન્તઃપુર. **आभरण**-કિમતી પોશાક. **पुरुसु**-સુવર્ણ
પુરૂષ-સુવર્ણ સિદ્ધિ પ્રયોગ વડે તૈયાર કરેલું-ઉત્પન્ન કરેલું-સોનાનું
પુતળું. માન્યતા હતી કે બત્રિશ લક્ષણો પુરૂષ લાવી, તેના ઉપરમંત્ર
અનુષ્ટાન વગેરે કરી દેવીને ભોગ આપવા આખોને આખો
ઉકળતા તેલના તાવડામાં તળી નાંખતાં તે સોનાનો થઇ જાય
છે. એનાં જે જે અંગ કાપી લે તે નવાં ઉત્પન્ન થાય છે;
આ પ્રમાણે જેટલું જોઇએ એટલું સોનું વાપર્યા છતાં પાછું
એટલું ને એટલું બને છે. જૈન વાર્તા સાહિત્યમાં એનું વર્ણન
ઠેર ઠેર આવે છે. જૈન કવિયો એને 'પુરસો' કહે છે. સાગળની
વાતોમાં પણ આ શબ્દ દેખા દે છે. સામળ પનો ફ કરી એને
'ફરસો' કહે છે. વૈતાળપચ્ચીશી-ગદ્યમાં એનું વર્ણન છે-મુસ-
લમાનોના હાથમાં જાય નહિ માટે કિમતી વસ્ત્રાભુષણ સાથે
પુરસો પણ ઝાલરવાવમાં નંખાવી દે છે.

૨૩૬ ચોહાણ કુળના રાજવિવેક જાણ ધુરંધર કુંવર વીરમદેને તેડાવીને તેના **सिरि**-માથા ઉપર રાજ્યાભિષેક કરે છે.

૨૩૭ **माजी-सं० मार्जयित्वा-मार्ज** ઉપરથી-લોઇને. **माजी आंसु**-આંસુ લોઇને. **जणणी**-જનની-મા. **प्रतपे कोडि वरीस**-કરોડો વર્ષ (કીર્તિ શરીર વડે) જીવજે. **वंशि...अजरामर**-અમારા વંશમાં તું અજર અને અમર થજે.

૨૩૮ **चंदन काठ**-ચંદન-સૂખડનાં લાકડાં. Santalum Album N. O. Santalaceœ. **अगर-सं० अगरु**-સૂખડના વૃક્ષની એક જાત. Aquilaria Agallocha. N. O. Santalaceœ. **बीली**-શ્રી શંકરભગવાનને પ્રિય બીલીપત્રનું ઝાડ. Agle Marmelos. N. O. Aurantiaceœ. **आंबिली**-આંબલી-**आदित्य**-સૂર્ય. **अर्घ-सं० अर्घ्य**-હાથમાં અગર અરઘીઆમાં ચંદન, ફુલ અને અક્ષત સહિત પાણી લેઇને માનની નિશાની દાખલ સમર્પવું તે, અને તે ક્રિયા. અર્ઘ આપવો તે.

૨૩૯ **पइसइ**-પેસે છે-પ્રવેશ કરે છે. **सरले**-ગળગળે. **सादि**-સાદે-ઘાંટે. **सहू...बोलइ**-બધાં હરિ હરિ બોલે છે.

૨૪૦ **मूछी देशाख**-હિંડોલ રાગની રાગણી. જેમાં ગાંધાર અને નિષાદ કોમળ છે અને આરોહમાં ગાંધાર આવતો નથી. આ રાગણી વીર રસનાં ગાયનોને યોગ્ય છે. વસંતઋતુમાં દિવસના ત્રીજે પહોરે ગાવી ઉચિત છે. **मूछी**—? **कलत्र**-સ્ત્રી, પત્ની. **माया जाल**-માયા. **दैव**-દૈવ-ભાવી-નશીબ. **ऊफराटउ**-ઉફરાંટું-વિમુખ-આડું-વાંકું. **आल**-વ્યર્થ-રદ.

૨૪૧ **वहाण**-વાણું-સવાર. **सिहरि**-શહેરમાં. **अजी**-હજી.

૨૪૨ જાલોરગઢમાં પંદરસે અને ચોર્યાસી જમહર થયા,-બધા લોકોએ રાણીઓએ જમોર કર્યા પછી-અગ્નિ પ્રવેશ કર્યા પછી જમોરમાં (અગ્નિમાં) પ્રવેશ કર્યો.

૨૪૩ **विषम**–ભયંકર–ભૂંડી. **कर्मगति**–કર્મનાં ફળ. **विखवाद**–વિષાદ–દીલગીરી. **मुगति**–મુક્તિ. **भुगत्ति**–ભક્તિ. **दानेश्वर**–દાન કરનાર–આપનાર. **समरि**–સમરો. **सारङ्गपाणि**–વિષ્ણુભગવાન–કૃષ્ણભગવાન. જેના હાથમાં સારઙ્ગ નામનું ધનુષ્ય છે તે. શ્રી શંકર ભગવાનના ધનુષ્યનું નામ પિનાક, તે ઉપરથી શિવને પિનાકી કહે છે.

૨૪૪ **साचुरि लगइ**–સાચોર નગર સુધી. **दिग्गज**–પુરાણોની માન્યતા પ્રમાણે દરેક દિશાએ રહેતો અક્કેક હાથી. આઠ દિશાના આઠ દિગ્ગજ ગણાય છે. ઐરાવત, પુણ્ડરીક, વામન, કુમુદ, અઝજન પુષ્પદન્ત, સાર્વભૌમ અને સુપ્રતીક. **धुम**–ધુમાડો. **विराल**–વરાળ. **सुरलोकि**–દેવતાને રહેવાની જગામાં. દેવલોકમાં.

૨૪૫ **एरावत**–ઈન્દ્રના હસ્તિનું નામ. દેવ અને દાનવોએ સમુદ્ર-મથન કર્યું હતું તે વખત તેમાંથી ચૌદ રત્ન–ચૌદ ઉત્કૃષ્ટ વાનાં નિકળ્યાં હતાં તેમાં ઐરાવત નામનો હાથી પણ નિકળ્યો હતો. એને સાત સૂંઢો છે. આ હાથી ઈન્દ્રને ભાગે આવ્યો, અને ઇન્દ્ર એના ઉપર સ્વારી કરે છે. **अन्तरिखइ**–અંતરિક્ષમાં–આકાશમાં.

૨૪૬ **नैऋत**–નિર્ઋતિ, મૃત્યુની અધિષ્ઠાત્રી દેવી. નૈઋતકોણની દિગ્પાલિકા. **वरुण**–જળનો અધિપતિ, દેવતા. **नरवाहन**–વિદ્યાધરોનો રાજા, બૃહત્કથાનો નાયક, પાંડવોના વંશમાં જન્મેલો. **योगिणि**–જોગણી. અંબાએ પોતાના આનંદને માટે ઉત્પન્ન કરેલી ઉપદેવીઓ. એ ચોસઠ ગણાય છે. જુઓ નર્મકથા કોષ.

૨૪૭ **गरुडि चडी**–ગરૂડ પર બેશીને. ગરૂડની સ્વારી કરીને–વિષ્ણુભગવાનનું વાહન ગરૂડ ગણાય છે. સરસ્વતીનું વાહન હંસ અને મોર. દર્શન અને ધર્મશાસ્ત્ર વગેરે સંબંધે હસ. કવિતા ઇ. સંબંધે મોર એમ મનાય છે. શંકર ભગવાનનુ–

૨૫૨ **एकमना**–એકમના–સંપથી. **अन्तरखथी ..वरइ**–આકાશમાં અપ્સરાઓને પરણે છે. આ સુરનાયકાઓ યુદ્ધમાં વીરત્વ જણાવનાર પર રીઝી થઇ તેને પરણે છે એવી માન્યતા છે.

૨૫૪ **करइ जंघा खोपर खान**–ઝાંઘ અને ખભા પર હાથ ઠોકે છે–કુસ્તી કરવા પહેલાં જેમ કરાય છે તેમ.

૨૫૫ **अंगोअंगि**—જાતોજાત. **मनरंगि**–મનની ઉલટથી. **बिहथि**–બે હાથે.

૨૫૬ **नवि पाछा ऊसरइ**–પાછા હઠે નહિ.

૨૫૮ **देव...भडइ**–જે રીતે દેવ અને દાનવનું યુદ્ધ થાય તેમ. **आगइ...जिस्या**–પૂર્વે જેમ પાંડવ કૌરવના યુદ્ધ વખતે કુરૂક્ષેત્રમાં ઘા ઉછળ્યા હતા તેમ.

૨૫૯ **संधान**–સં. સાંધવું. પછવાડે રહી રાજા કાહ્નડદે લશ્કરને એક પછી એક એમ મોકલે છે અગર પોતે બાણ સંધાન કરે છે. **बा पुकारइ**–સાબાશીના શબ્દો કહીને શૂર ચઢાવે છે. જે જે યોદ્ધા બહાદુરી કરે તેને નામ દઇ દઇને બોલાવીને પોતાને હાથે માળા અર્પે છે.

૨૬૨ **नासत**–નાસતા ૨૬૦ ના ઉત્તરાર્ધથી તે ૨૬૫ તૂક સુધીમાં જે રજપુતો નાશી ગયા અગર જેમણે ભીરૂત્વ બતાવ્યું તેમને ગણાવે છે.

૨૬૫ **कर्मसीया...मानि**–કરમસી અને કુટરસી રાત્રિયે નાઠા એ જરૂર જાણજો.

૨૬૬ **करि हाक**—હાકીને–ગર્જના કરીને **ऊडइ**–ફાળ ભરે–ધસે. **माल–मल्ल**–આ અને પછીની ૨૭૮ મી. તૂકમાં કવિ જે જે રજપુતોએ પરાક્રમ કર્યાં હતાં તેમનાં નામ ગણાવે છે.

૨૬૮ **एह—करिउ**–એમણે લઢીને ભારત જેવું યુદ્ધ કર્યું.

૨૭૨ **जिणि...कूड**–હમ્મીર જે કૂડમાં તો સમજતો જ નહતો તે.

२७६ **ए राउत रामायण करइ**–એ રજપુતો એ રામાયણ–રામાયણના યુદ્ધ જેવું યુદ્ધ કર્યું.

२७७ **मइ**–મેં. **आगिली**–પૂર્વની–પહેલાંની. **भाष**–ભાષા કહેવાતું તે જુની ઇતિહાસની વાત. **अंगरख**–અંગરક્ષક.

२८० **अंगम्यां**–વેઠયાં–ખમ્યાં. **म्लेछ**–મુસલમાનો. **संम्मोह**–સામે મોઢે.

२८१ **ग्रासीया**–ગરાસીઆ–ગરાસ ખાનારા–ભોગવનારા.

२८२ **धारा तीरथ–पाम्या जेह**—તરવારની ધારે કરીને ઘવાઇ મુઆ તે.

२८३ **घरणी**–સ્ત્રી–પત્ની. **जेह...गई भरतार**–જેમની સ્ત્રીઓ ઘરબાર વગેરે તજીને સ્વામીની પાછળ ગઇ–સતી થઇ. **ते सरिसुं अंतरिवाद**–તેમની ( તે સ્ત્રીઓની ) સાથે અપ્સરાઓ ગંભીર સાદે વાદ–તકરાર કરે છે. પરણેલી સ્ત્રી સહગમન કરે તેનો પોતાના સ્વામી ઉપર હક્ક કાયમ રહે છે અને અપ્સરા વીરત્વ જોઇને પસંદ કરે છે તે બન્નેની વચ્ચે શૂરની માલકી સારૂ તકરાર થાય છે ! **दिव्य...वरइ !**—દિવ્ય પુષ્પમાળા લઇને અપ્સરાઓ મત્ત વીરો રણક્ષેત્ર ઉપર જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં પાછળ પાછળ ભમે છે કે ક્યારે મરે અને હું એને વરૂં ! રજપુતો અપ્સરાની સાથે આનંદથી લગ્ન કરે છે !

२८४ **जेह पसाइ**–જેમના આપ્યાથી **तेह**–તેની.

२८५ **तेह......आप**–તેની કાયાને–તેને પરિતાપમાં–ભીડમાં દેખી ગઢ તજી દઇને પોતાની જાતને ઉગારી. **अंतरि पाखी**–છેટા વગર તરત તરત–ઉપરા ઉપરી. **वाहारइ**–વ્હારે. **वाली... पडइ**–દોટ દઇને પંખીઓ–ગીધ બાજ ઇ. તૂટી પડે છે.

२८६ **गृध**–ગીધ. **सेन–सं० श्येन**–સિંચાણો. **रूयांछु**–રૂંઆ–પિંછા ઉભાં થયાં છે જેનાં એવો. **आमिष**–માંસ. **लोभि**–લોભથી. **चंच वावरइ**–ચાંચો મારે છે, વાપરે છે. **तोरकूं**–તુરકોનું.

૨૮૭ **घ्रायु**–ધરાયું. **करी...राय**–લઢાઇ કરી પછી માંહ્યલા ગઢમાં છેવટના રક્ષણનું–ભરાઇ પેસવાનું સ્થાન ત્યાં રાજાજી ગયા.

૨૮૮ વ્યાસ કહે છે, રાજાજી દેવ વાણીનો વિચાર કરો. હવે ધારા તીર્થ ભોગવીએ–કપાઇ લઢી મરીએ.

૨૮૯ **कुल साखि**–કુળ દેવતાની સાખે. **धूम**–ધૂમાડો–તારી ચેહનો ધૂમાડો. **उसीकलि**–આભારમાં–ઓશિંકળપણામાં.

૨૯૦ **प्रतिपन्नुं**–અંગિકાર કરેલું. અંગિકૃત.

૨૯૦ } અલુખાનની કાંધ ભાગીને, રૂદ્રના બંધ છોડવીને, નિર-
૨૯૩ } પરાધવાલિ અને શિશુપાળ માર્યા તેનો અંગિકાર કરેલો પરિણામ ભોગવીને, કલયુગમાં દેવરૂપે અવતરી પૃથ્વીનો ભાર ઉતારીને, મ્લેચ્છોનો સંહાર કરીને, અને પોતાનુ વચન સત્ય કરીને **સંવત તેરસેં** અને **સડસઠની** સાલમાં, **વૈશાખ શુકલ પક્ષની પાંચમ** અને **બુધવારને** દિવસે, સર્વ લોકનું પ્રતિપાલન કરનાર આ આદિપુરૂપ કાહ્નડદે પોતાના સુંદર ઠામમાં–વૈકુંઠમાં સિધાવ્યો.

૨૯૫ **सवि...करइ**–સબળા યોદ્ધાઓએ તલવાર ચલાવી ને રામાયણ (જેવું યુદ્ધ) કરવું. **संघासण**–સિંહાસન–રાજગાદી **ऊठ**–સાડા ત્રણ. **दीहाडा**–દહાડા.

૨૯૬ **अकुलीणी**–હલકા કુળની–કુળવાન નહિ એવી. **सामग्री**–તૈયારી–સજાઈ. **दहेरासर**–દેવાલય. **जमलि**–એકઠી–જોડે.

૨૯૭ **एकोतेर...अजुआलसिउं**–ઇકોતેર પૂર્વજને કીર્તિવાન કરીશું. **सजन**–સ્વજન પોતાનાં માણસો. **खिरइ**–ખરે છે.

૨૯૮ **सलूणडी**–મનોહર કાન્તીવાળી. **साहेलडी**–સખીઓ. **वेलडी**–વેલ જેવી લચકાતી. **त्रोडहे**–ઝરૂખાને તોડે. **रहावी**–થંભાવી–રોકી.

૨૯૯ **सोहामणां**–શોભિતી–રૂપવાન. **जंमारइ**–જન્મારે–આ જન્મમાં **मोकलामणो**–મોકલવાનું તે–ભેટ.

३०० **सर्व गुणजाण**–સરવ ગુણના જાણ. **वंश भाण**–ભાણ–સૂર્ય વંશ–સૂર્યવંશ.

૩૦૧ **रळीआमणूं**–સુંદર. **अरधासन**–અરધુ આસન–પત્ની તરીકે અરધ ગાદી. **सोनगिरी बइसणूं**–સોનગિરિનું બેસણું–બેઠક.

૩૦૨ **तिरिं**–તેડ ઉપર–સીમા ઉપર–સળગતા અગ્નિ સુધી. **पावक**–અગ્નિ. **सेव्यु**–ભોગવ્યું. **आहुति**–હોમમાં નાંખવાનું હુત દ્રવ્ય. **अंग**–શરીર અંગની આહુતિ કરી શરીર હોમ્યું.

૩૦૩ **अनुमानि**–અનુમાન કરીને–તર્ક કરીને. **वीटी**–ઘેરી લઇને. **झालिसइ बानि**–બાન તરીકે પકડશે. **जँपि**–બોલે છે. **चंपि**–ચાંપે છે. ધોચે છે.

૩૦૪ **उछाह**–ઉત્સાહ. **ऊपरी**–( કટારી ધોચી હતી તેના ) ઉપર **सन्नाह**–બખ્તર દઢ–સખ્ત બાંધ્યા. **घडहडिउ**–ફફડી ઉઠયો–ગાજી ઉઠયો.

૩૦૫ વીરમદેવ રાજા રોષથી લઢવા ચઢયો–તે વખત તલવારોની ઝડી કોણ સાંખી શકે ? **लघुवय...भार**–કુંવર વીરમદેને માથે નાની વયમાં રાજનો અને લઢવાનો ભાર–જુમ્મો આવી પડયો. **भला—हथीयार**—હથીઆરનો ઠીક–ખુબ–ઉપયોગ કરે છે.

૩૦૬ **बोलइ...बंगाल**–બધા બંગાલો રાજાનાં બિરૂદ બોલી રહ્યા છે–હિંદુ અને તુરક રણભૂમિ પર મળ્યા.

૩૦૭ **झगडियु**–ઝઘડયું–તગડયું–મારી કાઢયુ.

૩૦૮ **साइस्युं**–પકડશું. **रली**–કોડ.

૩૦૯ **अनुरागि**–અનુમાને.

**सरोवर......नीपनी**–સરોવરની પાળે અને તળેટીમાં બે ચાર લાખ ઘોર થઇ–બે ચાર લાખ તુરકો મુવા.

૩૧૦ **खखइ**–સળગે છે.

૩૧૧ **दूहवण**–દૂભણુ. **जीणणी**–જનની–મા.

૩૧૨ **पूर्वप्रेम**–પૂર્વ જન્મનો પ્રેમ. આગલા ભવમાં હતી તે પ્રીતિ. **अमूल**–અમૂલ–મૂલ થાય નહિ એવુ.

૩૧૩ **चंपा कुसुम**–ચંપાનાં ફુલ. **केवड्डु**–કેવડો–કેવડાનું ફુલ.

૩૧૪ **जोवा आवि लोक**–લોક જોવા આવે છે.

૩૧૫ **कनकमयि थालि**–સોનાની થાળીમાં.

૩૧૬ **खित्रीतेज**—ક્ષત્રિવટનું તેજ. **पामिउ...मयंक !**—જાણે પુનમનો ( પણ ) કલંકરહિત ચન્દ્ર ઉગ્યો હોય નહિ એવો.

૩૧૭ જેવાં બે નેત્રકમળો વિશાળ છે તેવું જ આગળથી કપાળ પણ વિશાળ છે. ( પાદશાહની રાણીઓ કહે છે કે ) અહો ખૂદાએ આવા ( ખૂબસુરત ) પુરૂપ પણ સંસારમાં સરજ્યા છે !

૩૧૮ **लागू वली अणूरु मानि**–વળી માને ઓછું આવ્યું–મનમાં દુઃખ થયું. **अणूरु**–ઓછું.

૩૨૦ **सुकलीणा**–કુળવાન–ઉત્તમ વંશોદ્ભવ. **ऊफराटऊं**–ઉફરાંટુ–અવળુ.

૩૨૨ જેમ રામાવતારમાં પાણીમાં પથ્થર તરવાની અસંભવિત વાત બની હતી તેમ મરણ પછી વીરમદેવનું માથું અવળું ફર્યુ એ બીજી અસંભવ વાત બની !

૩૨૪ **माणि**–માણે છે. કરે છે. **प्रेमगहेलडी**–પ્રેમઘેલી–પ્રેમમત્ત.

૩૨૫ **घरि नारी**–ઘરની નાર–સ્ત્રી. **अंतरि गयुं**–વચમાં ગયો. વચમાં વીત્યો. **नेहलु**–નેહ–નેડો–સ્નેહ.

૩૨૬ **हईयलडुं**–હૈયુ. **गहवडयूं**–વ્યથિત થઇ ગયું–ગળગળું થઇ ગયું. **अमरापुरि**–દેવતાની નગરી–સુરપુરી. **साथ**–સંઘાત.

૩૨૭ **कारण हईइ धरइ**–મનમાં દુઃખ પામે છે–ધરે છે. **थई...**

**भरइ**–અવળી થઇ–આડું જોઇ આંસુ વહેવડાવે છે. **खलभलइ**–ખળભળે છે–કંપે છે–ક્ષોભ પામે છે.

૩૨૮ **करिउ संस्कार**–સંસ્કાર કર્યો–અગ્નિદાહ દીધો. **मरण भणी एकमनी**–મરવાના નિશ્ચયવાળી થઇ–મરવાનો નિશ્ચય કર્યો. **मोकलावा**–મોકલી–છૂટી થવા. રજા લેવા.

૩૩૦ **पुण्य प्रसंगी**–આ શુભ–શ્રેય–પવિત્ર–સમયે. જન્મારાના વિયોગ પછી મેલાપને સમયે. **देवलोकि**–દેવલોક–સુરલોક–સ્વર્ગ. **पुहुतां**–પહોંચ્યાં-ગયાં. **मनरंगी**–આનન્દભર્યા મનથી.

૩૩૧ આઠ માસ–કહેલી અવધી પછી સુલ્તાન મરણ પામ્યા. **खट्दर्शन** ૧ દર્શનશાસ્ત્ર છ છે. સાંખ્ય, પાતંજલ, ન્યાય, વૈશેષિક, મીમાંસા, અને વેદાન્ત. ૨ ખટદર્શન–જુદી જુદી જાતના છ ભેખ. જુઓ શામળ.

" દર્શન પહેલું વિપ્ર, પ્રભુને યજ્ઞે પૂજે,
શુભદર્શન શ્રીપાત સચ્ચિદાનંદ જ સૂઝે;
નિર્મળ દર્શન નાથ, શક્તિપૂજનનો સંગમ,
વર્તિક દર્શન વેદ, પાંચમુ જાણો જંગમ.
દર્શન છઠ્ઠું દરવેશનું, એક જ સઉનો ઇશ છે,
શામળ કહે છચ્ચાં એકનાં પાખંડો છત્રીશ છે. ? "

આ છએ દર્શનને દાન આપનાર–દાતાર–કાન્હડદે.

૩૩૫ **साची**–શુદ્ધ ભાવે–ખરેખરી. **बाज**-પત્રાળાં–અખેરાજ જમવા બેસતી વખત અતિથિઓ સારૂ પત્રાળાં મૂકાવતો હતો–અતિથિને જમાડતો હતો.

૩૩૬ **जनम लगइ जयवन्तु सुणु**–જન્મભર જયવન્ત જ હતો. જેણે કોઇથી હાર જ ખાધી નથી.

૩૩૭ **अजूआली**-વધારે કીર્ત્તિવંત કરી અને ફેલાવી. **पुण्ण**–પૂર્ણ–ભરેલો.

૩૩૯ **सीखामण सरी**–આજ્ઞાને અનુસરીને–આજ્ઞા પ્રમાણે. **उल्ल-सइ**–सं० हृष्–प्रा० ल्हस्+उद्–રોમાંચિત થાય–ઉલ્લાસ–આનંદ પામે.

૩૪૦ **नवनीत**–માંખણ. **पंचतालीस सु पूठि वरीस** સો પછવાડી પિસ્તાળીસ વરસ. એક સો અને પિસ્તાળીસ વરસ. **पूनिम दीस**–પૂનેમને દિવસે.

૩૪૧ **वारोतरु**–બારમો. આ બનાવ પછી એકસો અને પિસ્તાળીસ વર્ષ પછી એટલે સંવત્ ૧૫૫૨ માં માગશર મહિનાની પૂનેમ અને સોમવારને દિવસે, આ પ્રબન્ધ પૂરો કર્યો.

૩૪૩ **दर्शनि नर्मदा**–ઉલટાવેલો ક્રમ–નર્મદાના દર્શન વડે.

૩૪૫ **भेटि हुइ प्रयागि**–પ્રયાગ ભેટયાથી–પ્રયાગમાં નાહ્યાથી.

૩૪૭ **माह मास गोमती**–ગોમતી નદીમાં માઘસ્નાન કર્યાથી.

૩૪૮ **मुक्तिपुरी साति**–જુઓ. का० प्र० ખંડ–૩–૨૨૦ની ટીકા.

૩૪૯ **बोल्यू जेटलू**–જેટલું કહ્યું.

૩૫૦ **पूरु......तणी**–સરવેની આશા પૂરણ થજો.

---

# परिशिष्ट अ.

**भटाउली**-ભાટની ઉક્તિ. **कटकि**-લશ્કરમાં. **कडाहि** સં॰ **कटाह**-તાવડો. **बाज**-પત્રાળાં. **पडिइं सहिति**-પડીઆ સાથે. **प्रवाहि**-ચાલવામાં. **पडख**-સરસાઇ. **थानान्तरि**-જવામાં-સ્વારીમાં. **सुखासनि**-સુખપાલે બેશીને. **आलोची**—દર્પણમાં મોં જોઇને, સારા શુકન સારૂ દર્પણમાં મોં જોઇને. **सेलहुत**-જમીનદારની તરફથી વજે વગેરે ઉઘરાવનાર અમલદાર-સેલોત. **पडण**-મોંઢે બોલવાનાં સ્તોત્રો. **गोत्र देव्यानइ**-ગોત્ર દેવીને. **नीपनां**-કરાવાયાં. **उज्जरा**-ઉજળા. **गुहरा**-ઘેરા. **कारा**-કાળા. **तूरकी**-તુર્કસ્તાનના. **भारिजा**-? **सींधूया**-સિંધના. **अहिठाणा**-અહિચ્છત્ર-પંચાળના. **पइठाणा**-પેઠના. **देवगिरा**-છાતી આગળ દેવમણિ (ભમરી) વાળા. **गंगाजळा**-ગંગાના નીરના રંગના. **चपल चरण**-ચપળતાથી પગ ઉપાડનારા. **खुर**-ખરી દાબડો. **खुरासाणी**-ખોરાસાનના. **खेत्र**-ક્ષેત્ર-ઉત્પત્તિ સ્થાન. **वाहिक**-પંજાબ. **लेटिया**-? **गंगेटिया-उडणभ्रमरी**-દરીઆના વમળમાંથી ઉત્પન્ન થએલા. **शालिहोत्र प्रतिष्टित सिद्ध**-શાલિહોત્રના બનાવેલા અશ્વ સંબંધી શાસ્ત્રમાં ખાસ જાણીતી. **मन सिउ चलइ**-મનની સાથે-મનના વેગે ચાલે છે. **पवन सिउ तरइ**-પવનને વેગે તરે છે-ચાલતા નથી પણ જાણે તરે છે! **पाटि पग देउ उतरइ**-કુદવામાં નિર્માણ કરેલી પાટે પગ અડકાડી શકે છે. **विशेष गति करइ**-ખાસ વખણાયલી રેવાલે ચાલે છે. **समुद्रमांहि वस्या**-દરીયામાં જન્મેલા. ઘોડા વેચવા આવનાર વખતે ગપ મારતા હશે કે અમારા દેશમાં અમુક જાતના ઘોડા સમુદ્રમાં થાય છે! સમુદ્રમથનકાળે નીકળેલાં ચૌદ રત્નોમાં 'ઘોડો' પણ એક રત્ન હતું એ પ્રખ્યાત છે. **कसूटी**

**कस्या**–કસોટીએ કસેલા. અણી વખતે પાણી બતાવી આપેલું જેણે એવા. **खुरतलि**–ખરીવડે. **कमलपूजा कीधी**–તેમને માથે કમળ ચઢાવ્યાં. **बावना चंदन**–ઉંચા પ્રકારની સુખડ. **पाखर**–ઘોડાનું બખતર. **ढाली**–નાંખી. ઢાળી. **पातली पटाटी**–પાતળી ગરદન. **फूमत**–ફૂમતાં. **पीतलहर**–પીતળનાં. ह, છઠ્ઠીનો પ્રત્યય. તેમ જ र પણ છઠ્ઠીનો પ્રત્યય. એવડી છઠ્ઠીનું ઉદાહરણ. **वीराधिवीर**–વીરમાં પણ વીર. **आकर्णांत मूंछ**–જેની મૂંછો કાન સુધી ગએલી છે એવા. **नाभि प्रमाण कूंच**–નાભી–દૂંટી પર્યન્ત દાઢીવાળા. **मनसिउं**–સ્વેચ્છા પ્રમાણે. **चालइ**–વર્તે. **परनारी सहोदर**–પારકી સ્ત્રીને સહોદર–માજણી બહેન ગણનારા. **बोलावी मारि**–બોલાવીને–હાકટીને–ચેતાવીને મારે–એકામમાં નહિ. **मारि नइ मरइ**–મરે તો મારનારને મારીને જ મરે એવા. **तेह राउते चालते स्थिके** ( **हूंते** )—સતી સપ્તમી. **सं० तेषु राजपुत्रेषु चलत्सु-सत्सु**–તે રજપુતોએ ચાલતે સતે–ચાલતી વખતે. **सज्जीभूत हुया**–તૈયાર–સજ્જ થયા. **हूंते**--છતાં **सं० भू** ઉપરથી જુઓ. **का० प्र०** ૨–૭૮ ની ટીકા. **रत्नाउली**–રત્નાવળી, શિરપેચ મુકુટનાં જડેલાં રત્નની પંક્તિ. **फडहडचा**–મદમાં આવ્યા. **फेत्कार**–ફુત્કાર–ફુંકાર–સરખાવો નયસુંદરકૃત રાસ. પ્રસ્તાવ. ૧ ઢાળ. ૨, તૂક ૫૩ " ફેત્કાર રાક્ષસનો ઘણો." **आसणी–सं० अश्व, प्रा० अस्सो,** જૂ. ગુ૦ **आस**–ઘોડો. **णी**=ની, છઠ્ઠી વિ૦ નો પ્રત્યય–ઘોડાની. 'ણી' પ્રત્યય સંબંધાર્થે ઘણો જ થોડો વપરાયલો છે. **बंदीजन**–ભાટ–ચારણ. **बिरदावली**–બિરૂદનાં ગાન. **सनाह–सं० संनाह**–બખ્તર. **धनख**–ધનુષ્ય. આ રૂપ હિંદીમાં કાયમ રહ્યું છે. ગુજરાતીમાં લજ્જારામની કવિતામા આ રૂપ એણે વાપર્યું છે–" મૈયા ધનખધારીનું ધ્યાન ધરો. " **अणी**–ભાલાની અણી. **अणी तणा अंगार**–અંગારાના જેવી (ચળકતી) અણીઓ.

# परिशिष्ट ब

**अट्टालीआं**–છજાં. **मालिआं**–મેડા. **टोडलि त्रिकलसां**–તોડાવાળાં ત્રિકળસાં. **गगन चुंबित**–ગગનને ચુંબન કરે એટલાં ઉચાં. **कोशीसां–सं० कपिशीर्ष**–કોટની બહારની ધારે મધ્ય ભાગમાં કોટનાં પાયા આગળ આવનારને જેમાંથી અસ્ત્ર મારી શકાય એવાં બાકાં રાખી નાની નાની કમાનો કાઢી હોય છે તે. કોસીસાં. **सात खवणां–सं० क्षमा के क्षमा** ઉપરથી સાતમા માળનાં, સાત ભોયાં. પ્રેમાનંદ "ભોયું" શબ્દ વાપરે છે. **गवाख–सं० गवाक्ष**–ગોખ. **सूकडीया**–સુખડના. **उराउरी**–સરસાઇ કરતી. **वलभी**–છજાં. **मलयागिरि**–મલયાગર ચંદનની બનાવેલી. **चूक**–ચોક. **चूनालुआ**–ચુનાગચ્છીના. **उलेच**–ભીંતપર નાંખવાના ચંદરવા. જુઓ સ્વામીનારાયણના ભક્તકવિ પ્રેમાનંદ–'ઉલેચ બાંધ્યા છે રે, ઉપર મખમલના.' **मेघवना**–ધનુષ્યના રંગના. **परियचि**–કનાતો. **गहगहिया छइ**–બ્હેંક બ્હેંક થઇ રહ્યા છે. **आवर्या छइ**–છવાયા છે. ફેલી રહ્યા છે. **सेरी मेल्हाणी छइ**–સભામાં વચ્ચે ચાલવાને રાખેલી જગા. ચાલવાનો રસ્તો. **प्रकर**–ઢગલા. **सारसी**–સરસાઇ સારૂ હાથીઓ પાડે છે તે ચીસ. **सांभलीतूं**–સંભળાતું. જૂનો કર્મણિ વર્તમાન કૃદંત. **मादल सं० मर्दल**–નોબત–જેના ઉપર ચામડું મઢે છે તે વાસણ. **पीतलहर**–જુઓ પરિશિષ્ટ अ. **धोंकार**–ધમકાર. **पीतलहर......वाजइ छइ**–પીતળના વાસણપર મઢેલી નોબતનો ધમકાર વાગે છે–વાગી રહ્યો છે. **नृत्यकी**–નાચનારી. **तत**–તંતુવાદ્ય. જેમાં તાંત–તાર વગેરે ઉપર સુર નિકળે છે તેવાં વાદ્યો. **वितत**–વધારાનો પર્યાય શબ્દ. **घन**–ઝાંઝ, તાલ, કરતાલ જેવાં વાદ્ય. **आनद्ध**–દોરી, તાંત જેવા બંધન લાંબાં ટુંકાં કરવાથી સુરાવટમાં ફેર પડે એવાં વાદ્ય. નોબત, ઢોલ,

નરઘાં વગેરે. **शुषिर**–કાણાંવાળાં વાદ્ય. શરણાઇ વગેરે. જુઓ. **का० प्र०** ૩–૧૫૬ ની ટીકા. સામળભટ્ટ સઘળાં વાદ્યને ત્રણ જાતનાં જ ગણે છે. તેખડાં ગણાવતી એમની કવિતામાં–" ઘા, વા ને ઘસરકો, ત્રણ વાજાંનો ટેક." ઘા કરીને, વા ફુંકીને અને ઘસરકો (ઘર્ષણ) કરીને વગાડાય એ ત્રણજ વાદિત્રની જાતો. **प्रधानमंडळ–अष्टप्रधान–प्रधान** ૧ પ્રધાન. ૨ મંત્રી. ૩ સચીવ. ૪ અમાત્ય. ૫ ધર્માધ્યક્ષ. ૬ ન્યાયશાસ્ત્રી. ૭ વૈદ્ય અને ૮ સેનાપતિ. **ओगरणा**–કોષાધ્યક્ષ. **वयगरणा**–વહી લખનાર–વાંચનાર–રાખનાર. વહી–ચોપડો, દફતર. **मुकुटवर्द्धन—अङ्गलेह**–રાજઅમલદારો. **एवं वधि**–એવી રીતના.



